# આત્મોદ્ધાર

## યા

# જીવનયાત્રા


:: લેખક તથા પ્રકાશક ::

**ખુશાલચંદ પૂંજીરામ વ્હોરા.**

હીંમતનગર (મહીકાંઠા).

સ્ટેટ ઇડરગઢ.





પ્રથમાવૃત્તિ ]  [ પ્રત ૧૦૦૦

વિ. સં. ૧૯૮૫ ] [ વીર સં. ૨૪૫૫ ] [ સને ૧૯૨૮


મૂલ્ય ૦-૪-૦



# આત્મોદ્ધાર

યા

# જીવનયાત્રા.

લેખક તથા પ્રકાશક

**ખુશાલચંદ પૂંજીરામ વ્હોરા.**

હીમતનગર ( મહિકાંઠા )

સ્ટેટ ઈડરગઢ.


પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

વિ. સં. ૧૯૮૫ સને ૧૯૨૮

મૂલ્ય ૦-૪-૦.

# સમર્પણ,

---

સદ્‌ગુણાલંકૃત શુદ્ધધર્મનિષ્ટ ભક્તાત્મા મરહૂમ
શેઠજી વેણીચંદભાઇ સુરચંદભાઇને
તેમના પરમાર્થ પરાયણ જીવનના
ગુણોથી અત્યંત આકર્ષાઈ
આ પુસ્તક સહર્ષ
અર્પણ કરૂં છું.

તેઓશ્રી તા. ૧૩-૬-૨૭ ના રોજ લગભગ ૭૦ વર્ષની ઉમ્મરે આદર્શ જીવન ગાળી નિવાસભુમી મહેસાણામાં સ્વર્ગવાસ પામ્યા. તેઓ પોતાની શક્તિનો સદુપયોગ પરમાર્થના કાર્યોમાંજ કરતા. નરી સરળતા અને ભદ્રીકતાદી ગુણોથી વિભુષીત હતા. ધર્મ સાધનામાંજ પોતાના જીવનની સાફલ્યતા, આદર્શતા માનતા. પ્રમાણિકતા, કામની ચીવટ અને તાલાવેલી તો તેમનેજ વર્યા હતાં, શિષ્ટ સમાજમાં તેમની કાકિદી ઉજવળ ગણાતી, કેવળ પ્રભુ ભક્તિ, સાધુસેવા અને તીર્થપર્યટનમાં પોતાનું આખુ જીવન વ્યતીત કર્યું હતું. ધાર્મિક દૈનિક કૃત્યોની નિયમિતતામાં, તિથીઓમાં યોગ્ય વ્રત, તપશ્ચર્યાનો આદર કરવામાં ગરીબોની સંભાળ લેવામાં વગેરે સત્કાર્યોમાં તલ્લીન રહેતા. શ્રેયસ્કર મંડળો, સંસ્કૃત ગુજરાતી પાઠશાળાઓ, ધાર્મિક કેળવણી આપતી સંસ્થાઓ અને જીર્ણોદ્ધાર અને આગમોદય માટેની સંસ્થાઓ પોતાની

સીધી દેખરેખ નીચે ચલાવતાં સારા ફંડોથી પગભેર કરવાની તેમનામાં જબરદસ્ત તાકાદ હતી. આ પરમાર્થના કાર્યો માટે મદદ મેળવવામાં તેઓ માન અપમાનની બિલકુલ પરવા કરતા નહિ. મુખ્ય પવિત્ર તીર્થાલય તખ્ત વિમળાચળ ગિરિરાજ સ્થાનમાં કાયમના માટે દેશી વૈદ્ય રાખતા. અને તેની મારફતે દરેક જાત્રાળુની દવા વગેરેથી સારવાર થાય તેવો પ્રબંધ કરતા, આ સિવાય યાદ છે કે તે યાત્રિકોને પહેલા દિવસે મુકામ વગેરે કરવાની અવગડતા હોય તેથી ભોજનાદિની રાહત અપાવવા તીવ્ર લાગણી રાખતા. અને તે સંબંધી સલાહ પેરવી કરી રહ્યા હતા. પોતાના હાથ ધરેલાં કારખાનાંમાં લેશમાત્ર અવ્યવસ્થા થવા ન પામે તેવો કામદારો ઉપર સજ્જડ સખ્તાઇ ભર્યો કાબુ રાખતા. કાળની સેકન્ડોનો અજાયબ હિસાબ ગણતા. જાણે કે પ્રમાદ શબ્દ પોતાને જન્મથીજ અકારો લાગતો હોયની ? રાતદિવસ સખ્ત પરિશ્રમ કરતા. તેમની સ્વયંસેવા અદ્વિતીય હતી. કોઇ ઠેકાણે ભોજનશાળાઓ તો કોઇ ઠેકાણે લાઇબ્રેરીઓ સ્થાપવામાં મશહુર હતા. સહધર્મી ભાઇઓને તાત્કાલીક ઉપકરણો—સાહિત્ય અપાવવામાં ખંત રાખતા, તથા તાત્વીક સાર્થક ગ્રંથો જરૂરીયાત પ્રમાણે છપાવી, સદ્‌ઉપયોગ કરનારને છૂટથી ભેટ અપાવતા. દૂર દૂરની પાઠશાળાઓની દેખરેખ રાખી, રખાવી, ગુણીયલ પરીક્ષકો રાખવાની અપાર ચિંતા રાખતા, આ યશસ્વી [ આત્માનાં ] યશોગાન ગદ્યપદ્યમાં પુસ્તક રૂપે ઝાહેરમાં રજુ થયાં છે. તેમનાં વર્ણનથી અને હું તેઓના હાથ ખાલી રહેવાના પરિચયમાં આવતાં તેમના આહવા ગુણોથી ઉભરાઇ જુદું ચરિત્ર લખવા પ્રેરાઉં, તો સજાયેલા સાજ ઉપર બીજો સાજ સજાવવારૂપ શોભાને પામે નહિ. તેથી તેમની ઉજ્વળ કીર્તિની પુનઃ સ્મૃતિ માટે

મ્હારા અલ્પ પ્રયાસના અંતે બનાવવામાં આવતુ આ નાનુ શું પુસ્તક એ સદ્‌ગત આત્માને સવિનય સમર્પી પ્રમોદિત થાઉં છુ.

હું છું તેઓશ્રીનો ગુણાનુવાદી

**આ. ખુશાલચંદ પૂંજીરામ વ્હોરા.**

હિંમતનગર ( ઇડર સ્ટેટ. )



# પ્રસ્તાવના



વાંચવા જેવાં ઘણાંએક પુસ્તકો અવર નવર આપણને મળી આવે છે. તેમાં ભાવે અભાવે ઉડતી નજર ફેરવી તેને કોરે મુકી દેવા જેવી આજના વખતમાં વાંચકવર્ગમાં ટેવ પડેલી છે, આથી પુસ્તક પાછળ કરેલો લેખકનો પરિશ્રમ, અને તેમાં ગુંથાએલું ખરૂં રહસ્ય નિષ્ફળ જાય છે–અલબત વાંચક વર્ગની આ પ્રકારની વૃત્તિ સૂતના ગાંગડે ગાંધી થનાર લેખકોના કાર્યમાં ઘટી શકે; પરંતુ જે જાત અનુભવના પરિણામરૂપ હોય, અનેકવિધ રસથી તરબોળ હોય અને જે જીવનયાત્રા સફળ કરવાને બોધદાયક હોય, તેને તો "આદિ" થી "અંત" સુધી વાંચવાને, મનન કરવાને, અને યથાશક્તિ આચરણમાં મુકવા પ્રિય વાંચકવૃંદને સવિનય વિનંતી કરૂં તો તે અસ્થાને નહિ જ ગણાય.

આ એક ખુણાની વ્યક્તિને, અવકાશ અનુસાર જાત ઉપર વ્યવહારૂ જીવનસાર લખવા માંડવા વિશેષ શિક્ષણ મળવા લાગ્યું. ૧૦૮ શ્રીઆણંદજી કલ્યાણજીની પેઢીમાં જોડાયાના અરસામાં અમદાવાદ વગેરે પ્રદેશોમાં જેમજેમ વ્યાખ્યાન શ્રવણ થયું, સનાતની શાસ્ત્રોનું વાંચન થયું, અને જેમ જેમ ધર્માલયોમાં મહંત મુનીરાજોનો સતસમાગમ થયો, તેમ તેમ જીજ્ઞાસા વધતી ગઇ, યોગ્ય માનસિક ખોરાક રૂપ વસ્તુઓનું ટીપ્પણ કરવાની ટેવ પડી; પરિણામે સાર વસ્તુઓનું ગુંથણ કરી પુસ્તકરૂપે જનસમૂહ આગળ ધરવા પ્રેરાયો. આ પ્રેરણા

અનુસાર વાંચકવૃંદના કરકમળમાં આ લઘુપુસ્તક રજુ કરૂં છું. તો વિનંતી છે કે તેઓ હંસવૃત્તિ ધારણ કરી દોષને દૂર કરી સાર વસ્તુને ગ્રહણ કરશે.

પ્રસ્તુત પુસ્તકમાં દરેક કોમના બાળકથી વૃદ્ધ પર્યંત સર્વને એક સરખા રીતે હિતકારી થવા જેવી કાળજી રાખવામાં આવી છે, તેમાં અનાદિ કાળથી સંસારની રખડપટ્ટીમાં શાંતિ સમાધિ પ્રાપ્ત કરવા મનુષ્યોને વિવેક તથા બુદ્ધિ બક્ષાયેલી છે, તેનો ગેર ઉપયોગ કેવી રીતે કરાય છે; તે સમજાવી શાં શાં સત્કર્મો કેવી તરેહથી કરવાની ફરજ અદા કરવાની રહેલી છે; તથા કર્મોના ભવાડા અને તેનાં અસંખ્ય ખાતાં માંડી વાળવાને જ્ઞાનદીપક ઝળકાવવાનો વિનોદ કરવામાં આવ્યો છે

સ્વધર્મના મૂળરૂપ **अहिंसा** ઉપર સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે, છેવટ નિવૃત્તિ રસના સહેલ વિચારો જણાવી એકંદરે જન્મથી અંત સુધીનો રસીક સાર ત્રણ વિભાગોમાં વિભાજીત કરવામાં આવ્યો છે. ઉછરતા વિદ્યાર્થી બાળાઓ, અને જુવાનોએ હાલના જમાનામાં કેવી રીતે પસાર થવું તે સંબંધી આ પુસ્તકમાં વિવેચન કરવામાં આવ્યું છે. સ્ખલના દોષો માટે અક્ષર શુદ્ધિ તથા જરૂર લાગે ત્યાં શબ્દાર્થ જણાવતાં વિશેષ સરળતા માટે પાનાંવાર કોશ છેવટમાં એક સાંકળીયાથી લખ્યો છે—

આ સંબંધમાં પ્રોત્સાહ પ્રેરનાર શ્રીમદ્ પં. શ્રી સુમતિ સાગરજી મહારાજ તથા સદ્‌ગુણવર્ય ઇડરગઢવાસી રા. રા. માસ્તર વર્દ્ધમાન-દાસ સ્વરૂપચંદ અને મુદ્રિત કરવાને આગ્રહી ગુણોત્કર્ષી અહીંના માજી પોષ્ટમાસ્તર રા. રા, મોતીલાલભાઇ—એ સરવેનો સવિનય આભાર

માનું છું. આ બાબતમાં રૂપાલ નિવાસી ધર્મનિષ્ટ શા. મનસુખલાલભાઇ દલીચંદ તથા શા. તલકચંદ શીરચંદે મનોવૃત્તિ સબળ કરવામાં ઉહાપણ વાપર્યું છે. વળી શરૂમાં લેખ પદ્ધતિ સુધારવામાં; મેટરને સુવ્યવસ્થિત કરવામાં તથા અહિંસાના પ્રકરણમાં સારો પ્રકાશ પાડવામાં અત્રેની ઇંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર રા. રા. છોટાલાલભાઈ ગુલાબચંદ ગાંધીએ સારી મદદ કરી છે. આ પ્રસંગે અનુમોદન આપનાર તરીકે ટીંટોઇવાળા ધર્મરાગી શેઠ. કોદરલાલભાઇ છગનલાલ તથા ઇડરવાસી શ્રીયુત ભાઇશ્રી મગનલાલ પ્રેમચંદ તથા હેન્ડબીલ જોનાર પ્રીયબંધુ વ્હોરા હાથીચંદ હરીચંદને યાદ લાવું છું. હિમ્મતનગર પ્રી. પ્રેસના કામદાર પુરૂષોતમદાસ ગણેશજી ગોહેલે વખત બે વખત તથા મોજે નોંધણવદર ( ભાવનગર ) ના. ધર્માનુરાગી ભાઇ મોતીલાલ ડોસાભાઇએ પ્રુફો તપાસવામાં મદદ કરી છે.

પ્રથમ અત્રેના પ્રેમ પ્રેસના મેનેજર રા. વ્હેરાને બતાવી છપાવવાની વાતચીત થયા બાદ અમદાવાદમાં ખંભાતવાળા સુજ્ઞ મહાશય માસ્તર ઉમેદચંદભાઇનો ખુલાસો મેળવી નક્કી થવાથી ત્યાંથી આવતાં જતાં તથા સઘળું જાતેજ કરવાનું હોઇ હેન્ડબીલ મુજબ વેળાસર પ્રગટ ન થવાથી અગાઉથી નામ ભરાવનારનો અવિવેક થવા પામ્યો છે. તો આશા છે કે તે દરગુજર કરાશે.

લી.

શુભનામી જંબુદ્વીપ, દક્ષિણ ભરતાર્દ્ધ ખંડમાં આર્યક્ષેત્ર ગુર્જર દેશ તેમાં નાની મારવાડ તેની અંદર ઇડરગઢ સંસ્થાનમાંનો—નીચેના છપ્પામાંના જવાબથી જણાતો એક જીજ્ઞાસુ આત્મા.

મનવંછિત સવી ફળે, હાલ શ્યા અંતરના થાયે ? (ખુશ)
તુર્ત ઉરકે ઉપાય, કહો શું અહીંયાં કહીએ ? (હાલ)
ધનનું અવર નામ, અર્થથી કહો શું કહીએ ? (પુંજી)
દશરથ સુત કહો કોણ, પ્રેમે નિજ મુખે વદીએ ? (રામ)
આફત આપદ આવી પડે, સલાહ શી અપાય છે ? (હિંમત)
કર રહિતના ગામનું, નામ સુંદર શું દેવાય છે ! (નગર)

શ્રી વીર સંવત ૨૪૫૫
વિ. સં. ૧૯૮૫નો પહેલો પડવો
સ્થળ અહમદનગર ઉર્ફે હિંમતનગર

લેખક
ખુશાહાલ પુંજીરામ બોહોરા
મુ. હિંમતનગર.

ઇતિ.



# અનુક્રમ.



## પ્રસ્તાવ ૨.



## પ્રસ્તાવ ૩.

જીવાત્માનો.

## જીવન (ઇનસાન) ઉદ્દેશ.

ઝેર ગયાંને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર. એ રાગ

વિષય કષાયને ગાન તાનમાં. રમી રહ્યો શું ? ભલી ભાત,
દુખીયા જનની દાઝ દીલેધરી, જાગ્યો ત્યાંથી માન પ્રભાત.
દયા શબ્દને રાખ તું હૃદયે, પાપ ત્રાસથી કોણુ તર્યું,
જગમાં આવી અરે આતમા, આતમ સાધન શું શું કર્યું.—૧

ધર્મ તણું તેં નામ ન જાણ્યું, મોહ જાળમાં રહ્યા ફસી;
કાળ ઝડપશે કરી કોળીયો, મુરખ રહેશે હાથ ઘસી.
તેથી તુંજ ચેતીને ચિત્તમાં, મનને રાખ સંતોષ ભર્યું,
જગમાં આવી અરે આતમા, આતમ સાધન શું શું કર્યું. ૨

મિથ્યા મનથી મમતા તજીને, કરીલે પ્રભુથી પૂરણ પ્રીત.
ચૌગતિ[૧] હિત પરમારથમાં, વાપરજે તું તારૂં વિત. (ધન)
દેહ ભરૂસો માનો એહવો, જેમ પીપળથી પાન ખર્યું,
જગમાં આવી અરે આતમા, સાધન સાધ્ય તેં શું શું કર્યું૩

ચ્યાર ગાઉની મુસાફરીમાં, ભાતુ બાંધે તું સાથે,
મુસાફરી આ લાંબી કરવી, સુકૃત્ય નથી કરતો હાથે.
આ ભાતા વીણુ શી રીતે તુજ, જાશે સીધું નાવ તર્યું,
જગમાં આવી અરે આતમા, આતમ સાધન શું શું કર્યું. ૪

---

૧ સંસાર ચક્રમાં ચારે ગતિના ભ્રમણ કરતા પ્રાણીયો.

વાંકીને જડ દ્રષ્ટિ તજીને, સકળ જીવ જો સમ રીત્યે.
પેખે પરનારી સુંદર જ્યાં તું, હાડ પૂતળું ગણજે નિત્યે,
ભર્યું જઠર (પેટ) ભોજન વેળા પણ, પેટવરામાં શું પુણ્ય કર્યું
જગમાં આવી અરે આતમા. આતમ સાધન શું શું કર્યું. ૫

અતીવ યત્ને શોખ સાધનો, કરી વિલસ્યો યશ આરામ,
બની ગુલતાન ખુશાલ પ્રમાદે. જતાં પુંજી[1] આ પરતારો રામ.
ઉડી વાહ વાહ હવા થવાની, દેહદમામે[2] જો ચિત્ત ઠર્યું.
કરજે સાચ સહાય આતમા, અચળ સાધ્ય શું આગળ કર્યું ૬



ઝેરી વૃક્ષ સંસારને, મધુર ફળ બે હોય;
કાવ્યામૃત રસ સ્વાદને, સત સમાગમ સ્હોય.

# સંસાર.

ઉપજાતિ છંદ—અનુવાદ.

સંસાર નાટ્યાલય છે વિચિત્ર, બન્યા છીએ આપણ પાત્ર મિત્ર:
રિઝાવિયું જો પ્રભુનું ન ચિત્ત તો લાભશો આપણ છે નિમિત્ત ૧
સંસાર છે રાત્રિ[3] નભોપમાન, મનુષ્ય તારાગણની સમાન,
પ્રકાશ જો સ્પષ્ટ ન નામનો છે, હોવા બધાનું કંઇ કામનું છે? ૨
કર્ત્તવ્યતાની [4]કૃષિનું નિકેત,સંસાર છે એક વિશાલ ક્ષેત્ર;
વાવે અહિં જે જન બીજ જેવું, થાયેજ તેથી ફળ પ્રાપ્ત તેવું ૩

---

૧ પુન્યાઇ. ૨ ખાલી ભપકો. ૩ ગગન. ૪ ખેતી.

સંસાર છે એક વિશાળ કુપ, ત્હેમાં ભર્યું છે જલમોદ[1] રૂપ
હોય નહિં જો સદ્‌ગુણ પાસ, કહો મટે કોણ પ્રકાર પ્યાસ ૪
સંસાર યુદ્ધ સ્થળ છે કઠોર, છે લોભ મોહાદિક શત્રુઘોર,
વિવેક રૂપી બળ જો નહિં છે, તો હારની હારજ ત્યાં રહી છે. ૫
સંસાર છે એક અરણ્ય ભારી, થયા છીએ આપણ માર્ગચારી,
જો કર્મ રૂપી ન કુઠાર હોશે, તો કોણ નિષ્કંટક પાર થાશે. ૬
સંસારને એક સમુદ્રમાનો, તેથી મહા દુસ્તર દીર્ઘ જાણો,
ન ધર્મ-નૌકા અવલમ્બહોશે, તો ડુબવામાં ન વિલંબ થાશે. ૭
સમકિત રૂપી બળનું વિશાળ, સંસાર છે એક રસાલ[2] શાળ
અનુન્નતાત્મા[3] જન જો અહિં છે, રાખી શું પ્રાપ્તિ ફળની કહીછે. ૮
સંસાર છે એક કુટુંમ્બ ભારી, છે બન્ધુ સમ્પુર્ણ શરીર ધારી
જોજો મટે આપસનો ન મેળ[4], બન્યો બનાવ્યો બગડે ન ખેલ. ૯

## શાર્દુલ વિ૦ છંદ.

આત્મારામ ગુણાકરં ગુણનિધિં, ચૈતન્ય રત્નાકરં,
સર્વેભૂત ગતાગતે સુખદુખે, જ્ઞાતે ત્વયા સર્વગે:
ત્રૈલોકયાધિપતે સ્વયં સમનસા, ધ્યાયંતિ યોગીશ્વરા,
વંદેતં હરિ વર્ષ હર્ષ હૃદયં, શ્રીમાન હૃદયાભ્યુદ્યતમ.

---

૧ હર્ષ ૨ નિશાળ ૩ ઉન્નતિ વગરનો આત્મા. ૪ સંપ.

# પુસ્તક મળવાનાં ઠેકાણાં.



હિંમતનગર (અહમદ નગર) પ્રકાશકર્ત્તા પાસેથી
પ્રાંતિજ. અંબિકાવિજય પ્રી. પ્રેસ મેનેજર.
અમદાવાદ–ઠે. પાંજરાપોળ માસ્તર ઉમેદચંદભાઈ રાયચંદ
વિજાપુર–રાજ્ય વડોદરા. પોસ્ટ માસ્તર મોતીલાલભાઈ જમનાદાસ
ઇડર. (મહીકાંઠા) શ્રી શ્રી શ્રી આણંદજી મંગળજીની પેઢી.
" " રા. હુસેનમીયાં મહુમદભાઈ. તલાટી–હાલ. ગડાદર
અરપોદરા–જીલ્લે શેઠ. સાંકળચંદભાઈ દેવચંદ.
રહેવર (મહીકાંઠા)



# સૂચના

૧. અથથી ઇતિ પુરૂ વાંચવું.

૨. પાનાં ફેરવતાં અને વાંચતાં થુંક લાગવું જોઇએ નહિ.

૩. પગ લગાડવો નહિ.

૪. જ્યાં ત્યાં પુસ્તક રખડતું મુકવું નહિ.

૫. પુસ્તક પાસે રાખી આહાર, નિહાર અને લઘુનીતી કરવી નહિ.



અજ્ઞાનતાવશ આપણે જીવનયાત્રામાં અનેક ઠોકરો ખાઇએ છીએ. માટે સર્વોત્તમ સ્થિતિ ( મોક્ષ ) અર્થે સન્માર્ગદર્શક શાસ્ત્રોનું સદા ભક્તિપૂર્વક પરિશીલન કરવાની ચતુરાઇ રાખવી.



ॐ

श्री वीतरागाय नमः

# આત્મોદ્ધાર

યાને

# જીવનયાત્રા.

સાર્દુલવિક્રિડિત.

आयुर्वर्षं शतं नृणाम्, परिमितं रात्री तदधगतम्।
तस्यार्धस्य परस्य चार्धम् परम, बालत्व वृद्धत्वयो।
शेषं व्याधि वियोगदुःखकालितं, चायु परिक्षियते।
जीवे वारि तरंग चंचलतरै, सौख्यं कुतः प्राणीनाम ॥१॥

દુહો.

આખી ઉમ્મર વહી ગઈ, સાધ્યો નહિ નીજધર્મ;
પંચેન્દ્રિયને વશ થઈ, કર્યાં અતિશય કર્મ.

અમુક મનુષ્યને વ્યવહારિક દૃષ્ટિએ અમુક વર્ષ થયાં છે. પણ ખરૂં જોતાં આજ પર્યંત રાતદિનની અહાર, વિહાર, નિહાર, નિંદ્રા, તંદ્રા, અશન, પાન આદિ પાંચ ઇંદ્રિઓની લાલછા અને ક્રિયાકાંડમાં વ્યતીત કરેલા દિવસો; તથા પ્રાયઃ

સ્વાભાવિક ઉદ્‌ભવતા પલિત વિષય કષાયોના ફંદમાં ફસાઇ ક્રમેક્રમે બાળપણુ-જોબન અને જરાની અવસ્થામાં પ્રવેશ કરી ખર, વાંદર અને શ્વાનાદિક પશુઓના જેવું આચરણ આચરી અણુછાજતી અસાર કુચેષ્ટાઓ કરવામાં ગુમાએલા દિવસો, તથા સાંસારિક આધિ, વ્યાધિ, અને ઉપાધિ જનિત કુથલી, કજીઆ, ફિસાદ, ધાંધલ, ધડાકા, ધમાલ, વિષયસુખ, રંગભોગ, વાદવિવાદ વગેરે રાગદ્વેષનાં કારણોને લઇ શુભ કામ પ્રત્યે પ્રમાદથી વૃથા ગુમાએલો સમય........આ બધો ટાઇમ ચાલુ જીવનને આશ્રીને (વર્તમાન) આખી ઉમ્મરમાંથી બાદ કરી તેમાં નીતિ, રીતિ, ન્યાયમાર્ગ, સદાચરણાદિ ધર્મકાર્યમાં પસાર થએલો સમય ઉમેરતાં જેટલાં વર્ષ, માસ અને દિવસ તરી આવે, તેટલી વયને યોગ્ય તે ગણાય-કહેવાનું તાત્પર્ય એ કે સત્‌ધર્મનો મર્મ વસ્તુતઃ જ્યારથી જણાઇને સતત ક્રિયામાં મુકવાને જોડાયા ત્યારથી આ જીવીતનું મૂલ્ય અને સાર્થકપણું અંકાય.

## ચતુરગતિ ભ્રમણ.

આ જીવ નિગોદરાશીની પર્યાય સ્થીતીથી "ભઠ્ઠી-યારાની ભઠ્ઠીમાં પડીને ફુટી, બહાર નિકળેલી ધાણી માફક" આકસ્મિક બહાર આવી, પૃથ્વીકાય, પાણીકાય, અગ્નિકાય, વાયુકાય (સત્વો)-અને વનસ્પતિકાય (ભુત)માં ઉત્તપન્ન થયો. એટલે કે નિગોદમાંથી નિકળેલો જીવ એકેન્દ્રિય જીવની

સુક્ષ્મ બાદર પર્યાયમાં અનેક વર્ષ ભમ્યો—ત્યાંથી નીકળી અનુક્રમે બે, ત્રણ, ચાર ઈંદ્રિયવાન (પ્રાણી) સમુર્છીમ પર્યાયમાં દાખલ થયો. એટલે કે વિકલત્રય આયુષ્ય બંધના પ્રાણનું શરીર ધારણ કર્યું—હવે તેમાંથી નીકળી પચેંદ્રિય[1] [2]સંજ્ઞી, અસંજ્ઞી તિર્યંચ જીવોનું શરીર ધારણ કર્યું. આવી રીતે નિગોદ[3]કાયમાંથી નીકળી તિર્યંચ[4] ગતિમાં છેદન, ભેદન, તાડન, બંધનાદિનું અસહ્ય કષ્ટ ઘણાંજ વર્ષ સહીને કર્મવર્ગણા અનુસાર પુન્ય પ્રકૃતિ ચડતાં આ જીવે **મહાન મનુષ્યગતિ, દેવગતિ,** વળી નરકગતિમાં ભમ્યા કર્યું; એમ નિશ્ચયાર્થી ૮૪ લાખ જીવ-યોનીમાં આ જીવ અનેકાનેક વાર ફરી વળ્યો. નાટકના એકટરોની માફક જુદી જુદી અવસ્થામાં ચિત્રવિચિત્ર વેશો ધારણ કર્યા—અનેકવાર જન્મ મરણનાં દુઃખો સહનકર્યા—પણ આત્મજ્ઞાન વિના શાશ્વત સુખને—મોક્ષને પામી શકયો નહિ.

## દુર્લભ મનુષ્યભવનો-દુરૂપયોગ.

કર્મ કલંકી ચતુરગતિના ચકડોળમાં જીવો ભમ્યા કરે છે. પણ જેઓએ પૂર્વભવમાં શુભ કર્મ કર્યા હોય- અને થોડો આરંભ અને જુજ પરિગ્રહ કરે તેઓજ મનુષ્ય દેહ પ્રાપ્ત કરી શકે છે.

---

૧. શરીર, મુખ, નાક, આંખ, કાન.

૨. મનવાળા. તથા ગર્ભજ. જમીન, જળઅને આકાશવાશી વીગેરે પંચઇંદ્રીય.

૩. આત્માનું સુક્ષ્મમાં સુક્ષ્મ ઉપાદાન-મુળ.

૪. એકેંદ્રિયથી તે ચૌરેંદ્રિય સુધી.

પોતાના પૂર્વોપાર્જીત શુભકર્મને લીધે આ ચેતનને આવો દુર્લભ મનુષ્ય ભવ મળ્યો; આર્યભૂમિનું ક્ષેત્રવાસ, પાંચ ઇંદ્રિયો તથા મનની પટુતાઈ, આરોગ્યતા, ઉત્તમ શ્રાદ્ધકુળ, રૂપ, નાત, જાત, વગેરેની સારી રીતે જોગવાઈ મળી; તરણ તારણ કર્મ નિવારણ, મુક્તિદાયક ત્રિકાળજ્ઞાની સુદેવ ભાષિત સદ્ધર્મ પ્રાપ્ત થયો,—કંચન કામનીના ત્યાગી મહા વૈરાગી સદ્ગુરૂઓનો સમાગમ મળ્યો, તથા સર્વજ્ઞ દેવવિરચીત સુશાસ્ત્રોનું શ્રવણ તથા રૂચીભાવથી અવલોકન કરવાનો અમૂલ્ય અવસર પ્રાપ્ત થયો. તેમ છતાં જીવને આત્મજ્ઞાન નજ થયું.

આ જીવે બાળપણથી અજ્ઞાનદશામાં આળોટયા કર્યું. જુવાની જે જવાની છે તેના તોરમાં—જાણે મદીરાની કેફ ચડી હોય તેમ ગડમથલ કરી અજ્ઞાનપણે હાસ્યજનક રખડપટ્ટીની ગધાપચીસીમાં પોતાનો ખરેખરો બળવાન વખત વ્યતીત કર્યો અને પુખ્ત (પ્રૌઢ) વયે પહોંચતાં સંસારિક કાર્યોમાં મશગુલ રહ્યો તેના પરિણામે ધર્મથી હાથ ધોઇ બેઠો; સમ્યગ્ દર્શન, સમ્યક્‌જ્ઞાન શને સમ્યક્ ચારિત્ર—એ ત્રણ રત્નોના ખજાના રૂપશાસ્ત્રોમાંથી આત્મબોધ ગ્રહણ કરવા જેટલો સમય નહિ હોવાની તરકટી ફરિયાદ કરવા લાગ્યો; તેનું ચિત્ત હિંડોળે હિંચ્યું; સંસાર સર્પનું ઝેર ચઢયું, સન્માર્ગને છોડી ઉન્માર્ગનું અવલંબન કર્યું; ચરિત્ર, ચમત્કાર, વિકથા, વિગ્રહ, મોહ, માન-મહારંભ, બાગબગીચા-બંગલા, વાડીવજીફા,

લાડી, ગાડી વિગેરે વહાલાં કરી તેનાજ લપાષ્ટકોની જનુનમાં ઝુકાયું; સાત્વીકતા, સમ્યક્ત્વના અભાવે તમોગુણ જનક મૂળાદિ અનંત જીવાકુલ કંદ ભક્ષણ કર્યાં. જે વિના, સુખે નિર્વાહ થઈ શકે તેવી અભક્ષ્ય ચીજો ખાધી. નહિ પીવાલાયક સોડા સરબત દવાઓ વીગેરે ભ્રષ્ટ કરતી ચીજોનું પાન કર્યું. જડસ્વભાવી અને લાલચુ બનેલી ઇંદ્રિયો રીઝે તેવા (૨૩) વિષયોના (૨૫૨) વિકારોમાં પ્રયોજન વિના પણ રાતદિન ગરક રહ્યો. ક્રોધ, માન, માયા અને લોભ ઇત્યાદી આવેશોમાં તથા વિષયાભિલાષ, રતિ, અરતિ, કુતુહલાદિ અનર્થોમાં ગ્રસ્ત થયો; ઉન્માદી યુક્તિ–પ્રયુક્તિઓથી ઘાટ ઘડવા જેવાં ડીટેકટીવ (જાસુસ)ની માફક છિદ્રો સાંભળતો ખોળતો રહ્યો; તથા જુગાર, માંસ, દારૂ, વેશ્યા, શિકાર, ચોરી, પરસ્ત્રીગમન— એ સપ્ત વ્યસનોમાં ગુલતાન બની, સ્વચ્છંદ કુછંદમાં પડી, તન મન ધનથી ખુવાર થયો. આવી પરિસ્થિતિમાં આત્મરાજ પોતાનું સ્વરૂપ કેવી રીતે જાણી શકે? અને તે જાણવાને તેને અવકાશજ કયાંથી હોય ?

હંમેશાં પોતાના મનનું પ્રતિપાદન કરવા યા પોતાની અનુકુળતાનો ભંગ ન થાય તેટલા માટે આશ્રિતોની, સૂર્ય પાછળ રાહુની પેઠે કાને પકડી કલા પાડી, તેમને ઝાટકી નાખ્યા, ફસાવ્યા, ફોસલાવ્યા, હરાવ્યા, ત્રાસ પમાડયા; એકને શત્રુ અને એકને મિત્ર માન્યા; અબોલ્યાં જાનવરો અને માણસોના વૈરનો બદલો વાળવા ઝેરી ખુન્નસ રાખી

નીચ ઉપાયો શોધવામાં પ્રવૃત થયો, તેમને હલકા (તોછડા) પાડયા, તુચ્છ ગણ્યા; સર્વમાન્ય અહિંસા ધર્મમાં બેદરકાર રહ્યો; અનિષ્ટ–અશુભ કાર્યોમાં તથા ફંદ ફિતુરમાં ભાગ લેવા ઉત્સુકતા દર્શાવી; પ્રસંગમાં આવનાર સરલ માણુસોને પોતાના સ્વાર્થની ખાતર ગુપ્તભેદમાં ફસાવ્યા; તેમના હકો ડુબાવ્યા. દગો–પ્રપંચ કુડકપટની જાલ પાથરવામાં, લીધેલી કેળવણીનો દુરઉપયોગ કર્યો; બીજાની આશા અને વિશ્વાસ ઉપર રહી ભલી બુરી છાની છાની વાતચીતોમાં રસભેર અડયા રહી કલાકોના કલાકો વ્યર્થ કાઢયા; પરસ્પર જેના તેના કાન ભંભેરી કલેશનાં બીજ રોપવામાં રાત દિન એળે ગુમાવી, વ્યભિચાર યુક્ત આચાર વિચારમાં પ્રવૃત રહ્યા; શ્રુત સિદ્ધાન્ત શાસ્ત્રોકત બોધ સાંભળી, સ્વીકારી હાજી હાજી કર્યું; પણ તે આચરણમાં મુકવાની શકિતના અભાવે તેનો મનગમતો અર્થ ઠોકી બેસાડી તદનુસાર આચરવા લાગ્યો; 'શાસ્ત્ર' શબ્દમાંથી "કાનો" કાઢી 'શસ્ત્ર'થી પોતાનો ઉદ્ધાર સમજ્યો; ઉપધિ (પ્રમાણોપેત ખપ જેટલો કાંઇપણ પદાર્થ) શબ્દના "પ"માં એક કાનો વધારી "ઉપાધિ" કરી બેઠો; એક નડતા "ગ્રહ" (કર્મ) ને દૂર કરવાને બદલે તેના આગળ "પરિ" ઉપસર્ગ લગાડી પરિગ્રહમાં (મમતા–મુર્ચ્છા) મુંઝાયો. આવી વસ્તુસ્થિતિમાં જીવણ સિંહને આત્મોદ્ધારનો વિચાર કયાંથી સુજે!

આ જીવે ગામ ગપાટાં, ગપગોળામાં રમુજ ભોગવી,

મુડી વિનાના વેપારનો પથારો વધારી દીધો, હવાઇ કિલ્લા બાંધવામાં બાકી ન રાખી. ધિકારો, તીરસ્કારો, મારામારી, તથા ધમા ચકડી કરી; અનેકોના વિશ્વાસઘાત પણ કર્યા; દેવ ગુરૂ, તથા શાસ્ત્રની આજ્ઞાલોપી. શેઠ, સ્વામી, ઉપકારી, તથા ઓફીસર પ્રત્યે નિમકહરામી દાખવી; મુરબ્બી વડીલો, અનુભવી સ્થવિરો તથા વયોવૃદ્ધની મર્યાદા ન રાખી. કુળ પરંપરાની લાજ છોડી અશોભન કાર્યો કરવા તૈયાર થયો; માત, પિતા, ભાઈ ભાંડું, સ્ત્રી, પુત્ર પરિવાર, સગાં સબંધી સાથેની ફરજ ભુલ્યો, તેની ઉંડી સમજ માટે સુધારકો નીચે પ્રમાણે કહે છે.—

## સંપ અને સદવર્ત્તન રાખવા વિષે.

---

જગમાં જન્મ વૃથાછે એનો-(૨) ગાળ્યો આયુ એનો-જગમાં૦ ૧

જગમાં જનમ્યો મદદજ કરવા-(૨)પછી સોચ કરેછે શેનો-મુરખા.

તું શોચ કરે છે શેનો,—જગમાં. ૨

રૂણતેં લીધા જેનાં માથે-(૨) વિસરે તેનો શેનો

મુરખ, તું વિસરે તેને શેનો—જગમાં. ૩

( માતા પ્રત્યે. )

દુઃખ વેઠી જેણે મોટો કીધો-(૨) બદલો શું દીધો તેનો.

મુરખ તેં બદલો શું દીધો તેનો.—જગમાં. ૪

( પિતા પ્રત્યે. )
તુજ માટે જેણે ધનને વેડફ્યું–(૨) તેને તજે છે શેનો. મુરખા
તેને તજે છે શેનો.—જગમાં. ૫

( સ્ત્રી પ્રત્યે. )
જીંદગીનાં જેણે સાટાં કીધાં (૨) ખૂંદે છે તું શેનો, મુરખા તું
ખુંદે છે શેનો.—જગમાં. ૬

( ભાંડુ તરફે. )
ભાંડુનો છે શુદ્ધ પ્રેમ જે (૨) ભુલી ગયો તે શેનો. મુર્ખાતું
ભુલી ગયો તે શેનો—જગમાં. ૭

( છોકરા તરફે. )
જીંદગી જેનું ધોરણ તું માથે (૨) કીધો ઉપાય શું તેનો. મુર્ખાતેં
કીધો ઉપાય શું તેનો.—જગમાં. ૮

( અન્યજનતરફે. )
સ્નેહ સંબંધીનો તું ઉપરે (૨) હક છે સરવે જનનો. મુર્ખા.
હક છે સરવે જનનો.—જગમાં ૯

( પ્રભુભક્તિ પ્રત્યે. )
જ્યાં જ્યાં તારી પુંઠે ફરે જે (૨) કાંઇ હિસાબ છે તેનો ? મુર્ખા
કાંઇ હિસાબ છે તેનો—જગમાં. ૧૦

સહુ પ્રત્યેછે ફરજો ત્હારી (૨) સમજ નહીં છું એકીલો. મુર્ખા
સમજ નહિ છું એકીલો—જગમાં. ૧૧

ખુશ હાલ ફરજો સર્વે બજાવો(૨)રહે પત જગમાં તહારી.મૂર્ખા
સફળ જન્મ એનો—જગમાં. ૧૨

---

સીવાય આ બાહ્યાત્માએ રાજયદ્રોહ, રાજયાતિક્રમ કર્યા, અનેક પ્રાઇવેટ ( ખાનગી-ગુપ્ત ) વાતો ખુલ્લી કરી, છુપા ભેદ પ્રગટમાં મુકયા, ફજુલ આલાપ વિલાપમાં તથા સંકલ્પ, વિકલ્પમાં કાળક્ષેપ કર્યો.

આ જીવ ખુશામત ખોર સ્વભાવના લીધે અન્ય ધર્મીઓને ખુશી રાખવાના ઇરાદાથી તેમના મિથ્યાચારના પ્રવાહની ભરતી ઓટના વિકારોમાં તણાયો; અને કેળવણીની ઉત્કૃષ્ટ કોટિનુ અથવા પરમ સમાજ ( સંઘ ) સેવાનું શ્રષ્ટાચારી એકાદ મહત્ કાર્ય આચર્યું નહીં. સત પુરૂષોથી વર્ણન થએલાં અમુક પ્રકારનાં અદત્ત[1] ગ્રહણ કર્યાં. અંતઃકરણની નિર્મળતામાં પ્રફુલ્લિત શુભાશયોની ઉર્મિઓ થએલી દાબી દેવામાં આવી, પ્રસંગોપાત સારો વખત શુભ કાર્ય કરવાનો મળ્યા છતાં હૃદયમાં ઉચિત પડઘા પડયા છતે, ગળીચેલ બળદની માફક પડયા રહી પંચવિધ સદાચારો ( જ્ઞાન, દર્શન. ચારિત્ર તપ અને વીર્ય ) નહિ પળાતાં અનાચાર અતિચાર, અને ત્રીવિધ વ્યભિચારમાં તરી ટોચે આવ્યો; દુનીયાની આંગળીયે ચઢયો; મોહ જાળમાં એટલો બધો ફસાયો કે મન રૂપી લગામ હાથમાંથી છુટી ગઇ, પરિણામે પાંચઇંદ્રિયો રૂપી દોડમ દોડ કરતા પુદગળ ( કલેવર ) ની વાસના રૂપ ગંધાતા તબેલામાં સ્વછંદ

---

૧ ન આપેલું લેવું.

ભટકવા લાગ્યા અને આ બિચારા જીવરામને જયાં ત્યાં દુઃખી હાલતમાં પટકયો; આદિઅનાદિ કાળથી અસ્ખલિત ચાલ્યા આવતા સત્ધર્મને ચુકી મિથ્યા ધર્મત્વમાં ચકચુર બન્યો સત્યાસત્યનો વિચાર બાજુ પર રાખી ખરાબા ખડકના વિષમ માર્ગે ચાલતી ગાડીમાં બેશી જવારૂપ અસત્ય ઉપચાર માર્ગે વિચરનારનાં સંખ્યાબંધ ટોળાં જોવાતાં તે તરફ જવા હોંસીયાર થઇ લલચાયો. અને ગયો પણ ખરો. કહેણી છે કે. થાકયાના ગાઉ અને મીયાં ભાઇના ચાંદે ચાંદ એમ તેઓના પક્ષમાં રાચી માચી કાસદ-ટાંપીયા ગોર જેવો બન્યો. પણ પોતાનું લક્ષ્યબિંદુ ( સાધ્ય ) સંભાર્યું નહીં-જેઓ મનને વશ રાખી સાધ્યને અનુલક્ષી પ્રવૃતિયો કરે છે તે સાધ્યને નજીક આણે છે. અને તેને જરૂર પ્રમાણેના સમાનશીલ જનોની ભેટ પણ થાય છે. ખોળવા ગોતવા જવાની અગત્ય પણ રહેતી નથી. અને જે મનને વશ થઇ સાધ્ય શુન્ય પ્રવૃતિ કરે છે તે સાધ્યને દૂરને દૂર કરતો જાય છે—આ રહસ્ય સમજ્યો નહીં માઠી લેશ્યાઓની સ્વાધીનતામાં સ્વપરની દયા હોઇયાં કરી ગયો. વાતનો હેતુ સમજ્યા વગર એકદમ તીતઘોડા જેવોકલેશ વાસિત રહ ચક્ષુ લાલઘુમ કરી વારે વારે મોઢાની રેખાઓ ને કપાળનાં ભવાં ચઢાવ્યાં.

આવા આવા અનેક અશુભ પ્રવર્તનમાં જોડાઇ આ-પણામાંના ઘણા ખરા સેંકડે ૯૯ ટકા—આત્મોદ્ધારનો વિચાર

ભુલી જીવન જેલ ભોગવે છે. અને ૧૦ દ્રષ્ટાંતે દુર્લભ માણસનો જન્મારો પશુઓ માફક એળે ગાળી અંતે દુઃખી દુઃખી થાય છે.

આત્મોદ્ધાર માટે પ્રથમ સ્થાને અહિંસા એક અમોઘ સાધન છે જેનું સવિસ્તર વર્ણન આ પછી કરવામાં આવ્યું છે. જે તેનું તાત્વીક રહસ્ય સમજે છે. તેને આત્મોહર્ષના ઉપાયો આપો આપ મળી આવે છે.

---

## અહિંસા.

આ દુનિયામાં દરેક પ્રાણી એમ ઇચ્છે છે કે કોઈ મારી સાથે આક્રોશ આક્રમણ કરે નહીં મને હેરાન કરે નહીં, સતાવે નહિ કે પીડે નહીં, ત્રાસે નહિં કે મારે નહિં, કે ઘાત આઘાત કરે નહીં, આવી ઇચ્છા સ્વાનુભવથી માલુમ પડે છે.

આપણને કોઈ જેમ તેમ બુરા શબ્દ કહે, મશ્કરી કરે, અપમાન કરે, શીક્ષા કરે તો કેવું હાડોહાડ માઠું લાગે છે, સંતાપ ને દુઃખ થાય છે! કોઇ તર્જના તાડના અથવા સોટી લાકડી ઉગામે, પ્રહાર કરે યા હથીયારના ઘા કરે તો આપણને કેવું થાય છે! ત્યારે આપણે તેવુંજ કૃત્ય બીજા સામે કરીયે તો તેને આપણા જેવી વેદના કેમ ન થાય? પ્રાણ દરેકને સરખોજ વહાલો હોય છે. આપણને જ્યારે

કોઇ ઘાત કરે છે ત્યારે ભાઇ સાહેબ જવાદ્યો ન મારો ! એવાં દીન વચનો બોલીએ છીએ અને રડીને, બુમ મારીને, આક્રંદ કરીને જાહેર કરીએ છીએ, ભયભીત થઇ નાસીએ, કુદી પડીયે. વગેરે વગેરે કરી દુઃખ પ્રદર્શીત કરીએ છીએ. જ્યારે પશુઓ બાંગ બરાડા પાડી ભયભીત થઇ નાશી જઇ પોતાનું દુઃખ વ્યક્ત કરે છે. ત્યારે એકેંદ્રિય બેઇંદ્રિય ત્રણ ઇંદ્રિય જીવ અને ચાર ઇંદ્રિય જીવ એમાંનું કંઇ પણ કરી શકતા નથી. પણ તેથી એમ નથી સમજવાનું કે તેમને કંઇ નથી થતું. યા ઓછું દુઃખ થાય છે !! કુંથુંવાથી કુરંગ, કીડીથી કુંજર, સર્પ ને વીંછી, સર્વેને સમાન પીડા થાય છે. પરંતુ કેટલાકને વ્યકત કરવાની શકિત નથી ને કેટલાંકને તેવી શક્તિ બક્ષાએલી છે. ચાહના તો કેવી થાય છે કે બીજાઓ અમને નડે નહીં અને સારી રીતે વરતે. હવે આપણે પણ જો બીજાઓ જોડે સારી રીતે ન વર્તીએ તેમ અપકાર બદલે ઉપકાર કરવો તો રહ્યો બલ્કે લાગ આવે ઉપકારીનો બદલો ન વળાય તો પછી આપણા જેવો દુનીયામાં બીજો કોણ કૃતઘ્ની, પ્રત્યનીક, અધમાધમ હોઇ શકે ? ટુંકામાં.

आत्मनः प्रति कुलानि परेषां न समाचरेत-

(અર્થ) પોતાને જે પ્રતિકુળ હોય તે બીજા પ્રતિ નહીં આચરવું.

આ સિધ્ધાંત તેજ અહિંસાનો સિધ્ધાંત. આ સિધ્ધાં-

તને માનવાવાળો આખી સૃષ્ટીને એકજ. કુટુંબરૂપ ગણે છે–वसुधैव कुटुंबकं मन्यते પોતાનાં કુટુંબના માણસને જો કંઇ ઇજા થાય તો પોતાને તેવું દુઃખ થાય છે, તેવું દુનિયાના કોઇપણ જીવને ઇજા થાય, તો તેને તેટલુંજ દુઃખ થાય છે. તેનું શું કારણ? તેનું કારણ માત્ર તેનો કુટુંબના માણસ તરફ પ્રેમઃ–મહાત્મા પુરૂષો પોતાનો પ્રેમ કુટુંબજનોમાં મર્યાદિત નહિ કરતાં આખા જગતમાં વિસ્તારે છે, અને તેથી અહિંસાના સિદ્ધાન્તનું પાલન કરી શકે છે; કારણ જ્યાં પ્રેમ છે ત્યાં હિંસાનો અભાવ છે. ત્યારે આ ઉપરથી સિદ્ધ થાય છે કે અહિંસા તેજ જગત પ્રેમ (Universal love)યા જગત ભ્રાતૃભાવ (Univrsal Brotherhood).

अद्रोहः सर्व भूतेषु कर्मणा-मनसा गिरा

પોતાનો આત્મા તેજ બીજાઓનો આત્મા, પોતાના આત્મા સંબંધી મન, વચન, કાયા, તેજ બીજાઓના આત્મા સંબંધી મન વચન કાયા, પોતાના મન વચ કાયનો કલેશ તેજ બીજાઓના મન વચન કાયનો કલેશ. આવી રીતે જે પોતાના આત્માને જગતના એક શરીરમાં રહેલો દયાથી લેખે તે અહિંસાના સિદ્ધાન્ત સારી પેઠે સમજે છે. એનો ભાવ એ છે કે જેમ એક શરીરના કોઇ અંગ યા ઉપાંગમાં કંઇ પીડા થાય છે તો આખું શરીર દુઃખી થઇ જાય છે, અને તે એટલા સુધી કે જો પગમાં કાંટો પણ

લાગ્યો હોય તો તેના સ્પર્શજ્ઞાનથી જે કંઈ વેદના થાય છે તે આખા શરીરને થાય છે; જો કોઇ પણ ઇન્દ્રિય અથવા મન કોઇ વિષયથી સંતોષ પ્રાપ્ત કરે તો આખું શરીર તે નિમિત્તથી પ્રફુલ્લિત થઇ જાય છે. રોમાંચ થઇ જાય છે; તેમ જે માણસ જગતને પોતાના એક શરીર ભાવે માને છે અને તેની અંદર રહેલા ભિન્ન ભિન્ન પ્રાણીઓના સામાન્ય સમુદાયને અંગ અને તે અંગને આશ્રયીભૂત પ્રત્યેક પ્રાણીને ઉપંગ માને છે, તે જગતના દુઃખમાં દુઃખી અને સુખમાં સુખી રહે છે. આજ જગત વ્યાપી અહિંસાનો મુળ સિદ્ધાન્ત છે.

આ સિદ્ધાન્તનું સર્વાંગપણે વીશેવીશ વસા પાલન ફક્ત મુનિયો, મહાન તપસ્વી પુરૂષો યા મહાત્માઓજ કરી શકે છે. ગૃહસ્થોતો તેનું અમુક અંગેજ પાલન કરી શકે છે. અલબત તેમને ૧। વસો પાળવાને તો અધીકારી ગણ્યા છે, કારણ તેઓને કેટલીક હિંસા અનિવાર્ય હોય છે; પણ તે નિરર્થક હિંસાથી તો બચી શકે છેજ. દુનિયામાં પ્રવૃત્તી કરવાવાળા માણસોમાં બે પ્રકારની હિંસા જોવામાં આવે છે—૧ નિરર્થક હિંસા અને ૨ સાર્થક હિંસા-તેમાં નિરર્થક હિંસા તો સર્વથા ત્યાજ્ય છે, જ્યારે સાર્થક હિંસા પોતાની સ્થિતિને અનુકુલ મર્યાદામાં રહી યથાશકિત ધીમે ધીમે ઘટાડતા જવી જોઇએ અને પુર્ણતયા દયા પાળવા સમર્થાઇ બતાવી આપી—જગતમાં શ્લાઘાના શીખરે આવવું જોઇએ.

# નિરર્થક હિંસા અને તેના પ્રકાર.

૧. ધર્મના નામે હિંસા—કેટલાક લોકોનું એવું માનવું છે કે દેવ, દેવીઓને ભેંસ, બકરા, મુરઘા, ઘેટા, પાડા, વગેરેનું બલિદાન આપવાથી તેઓનો ઉદ્ધાર થતાં દેવો પ્રસન્ન થાય છે; અને તેના બદલામાં તેઓ પુત્ર, પૌત્ર, સમ્પત્તિ, રાજ્ય, સ્વર્ગ, વગેરે આપે છે. આ અંધ-શ્રદ્ધાને લીધે ભારતવર્ષમાં પહેલાં બહુ યજ્ઞ થતા હતા જેમાં બહુ પશુઓનો નિર્દયાથી વધ કરવામાં આવતો. આવા યજ્ઞો હજુ પણ કોઇ કોઇ દિવસ થાય છે. દેવી–દેવતાઓના સ્થાનકે પશુઓને તેમના સામે મારી તેમને ચઢાવવાનો રિવાજ તો હજુ પણ ચાલુ છે. હિંદુઓના ધાર્મિક તહેવારોમાં જેવા કે વિજયા દશમી, નવરાત્રિ, કાળીચૌદશ વગેરે દિવસોમાં પણ પશુવધ થતો જોવામાં આવે છે. શ્રાધ્ધના દીવસોમાં પણ કેટલેક અંશે આડકતરી રીતે કાંઇ તેવા પ્રકારની ક્રિયા થતી હશે. પશુઓને મારનાર અથવા મારવાની આજ્ઞા આપનારાઓનો કેવો ક્રૂર આશય હોતો હશે! એ ભાવોનું ફલ શુભ કેવી રીતે હોઇ શકે? જ્યાં અપ્રેમ, દ્વેષભાવ, ઠસોઠસ ભરેલા હોય ત્યાં પુણ્ય બંધ ક્યાંથી હોય?

જો દેવ દેવતાઓને પશુઓનું બલિદાન આપવાથી સંતાન, સંતતિ, રાજ્ય, વગેરેની પ્રાપ્તિ થતી

હોય, તો તેઓને તેવું બલિદાન નહિ આપનારાઓને પુત્ર, સમ્પતિ વિગેરે પ્રાપ્ત ન થવાં જોઇએ; પણ આપણે જોઇએ છીએ કે તેઓ હામ–દામ–ઠામથી સર્વરીતે સુખી દેખાય છે. જો બધુ દેવી દેવતાઓથી મલતું હોય તો પછી અનેક પ્રકારના ઉદ્યમો, વ્યવસાયો વગેરે દુનિયાદારીની દોડધામ શા માટે ? ઘેર બેઠે દેવી–દેવતાઓની પશુબલીદાનથી ઉપાસના કર્યા કરે અને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરે. અરે ! વિચારવાન માણુસ આવી હિંસા કદી કરે નહિ તેમજ કરાવે નહિ અને જે કરે તેને અનુમોદન પણ નાજ આપે.

## ૨. શિકાર અને ખેલ તમાશા માટે હિંસા.

દુનિયામાં કેટલાક એવા માણુસો છે કે તેઓ સહેલગાહે નીકળતાં શોખ પુરો કરવાને, મજા ઉડાવાને, યા ખેલ તમાશા કરવાને માટે પશુઓની હત્યા કરવામાં યા તેમને કષ્ટ દેવામાં કંઇ પણ વિચાર કરતા નથી. જંગલમાં કલ્લોલ કરતાં નિર્દોષ પ્રાણીયોને એક ખુશબકતી ખાતર યા રસના ઇન્દ્રિયને સંતોષવાની ખાતર, બાણુ યા બંદુકની ગોળીથી વિંધી નાખી તેમનાં પ્રિય બાલ બચ્ચાંથી સદાને માટે વિખુટા કરતાં, તે બચ્ચાંને વિયોગનું કેટલું અસહ્ય દુઃખ સહન કરવું પડતું હશે તેનું માપ શિકારીઓ કરશે કે ? શિકારીઓએ સમજવું જોઇએ કે જો તેઓ પોતાના પિતા યા માતા સાથે આનંદ કરવા બહાર ફરવા જાય, અને

તેવામાં એકાએક પિતા અગર માતાને કોઇ મારી નાખે, તો તેમને કાંઇ દુઃખ થશે કે ? સ્વતંત્ર છુટથી રમ્યજીવન ગુજારી રહેતા વનચર પશુઓ અને આકાશવિહારી સ્વપાંખે ઉડતાં ફરતાં કાગડા, કબુતર, કીર, કોયલ, કાબર વિ. વિ. ખેચર પક્ષીઓને કેવળ શોખથી મારવાં તે શું ઉચિત છે ? જલની માછલીઓને જલની બહાર કાઢી જમીન ઉપર મૂકવી અને તેમને તડફડ તડફડ કરતી મરી જતી જોઇ ખુશી થવું એ શું નિર્દયતા નથી ? કેટલાક લોક પશુ પક્ષીયોને આપસ આપસમાં લડાવી તેમનો તમાસો દેખી પોતે હર્ષીત થાય છે; તે યોગ્ય નથી, કારણ કે એથી તે જાન+વરો ( સુંદર જીવન ગાળનારાં ) પરસ્પર ઘાયલ થઇ જાય છે, તથા કોઇ કોઇ વાર મરી પણ જાય છે. ઘણાંયેક અંગ્રેજી સ્ત્રીઓ તથા છોકરાઓ પોતાની પહેરવાની ટોપીમાં શોભા માટે પક્ષિયોનાં પીછાં લગાવે છે આ શોખના કારણે તેનો વેપાર એટલો વધ્યો છે કે ઘણા ખરા શિકારીઓ તો પક્ષિયોને મારી તેમનાં પીંછાં લાવી વેચવાનો ધંધો લઇ બેઠા છે. બિચારાં પક્ષીઓ કોઇને હાની કર્યા વગર સ્વતંત્રતાથી નિર્દોષપણે ઘુમે છે, છતાં નાહક તેમનો સંહાર કરે છે એ કેટલી અફસોસની વાત છે.

ચામડાની વસ્તુઓનો વ્યવહાર એટલે સુધી વધી ગયો છે કે ટોપીમાં ચામડું, કમરપટામાં ચામડું, ચામડાની બેગ, ચામડાના બીસ્તરા બાંધવાના બંધ,

હાથે બાંધવાની ઘડિયાળનો પટો, ચોપડાનાં પુઠાં વગેરે ચામડાની ચીજોનો અધિક પ્રચાર હોવાથી તે વેપાર વધી ગયો છે. ચામડાની આવશ્યકતાએ એવી અવસ્થા કરી દીધી કે જેથી અનેક બળદ, ભેંસ, ગાય વગેરે પશુઓની કસાઇ-ખાનામાં કતલ થાય છે.

હાડકાં, કંદ મુળ મિશ્રિત યા તે ચીજોથી સાફ કરેલી ખાંડ સાકર વાપરવાનો બહુ રિવાજ છે. હાડકાંવાળી ખાંડ બહુ સફેદ હોય છે, અને તેથી તેની બનેલી વસ્તુઓ પણ સફેદ થાય છે. તેથી લોભાઇ લોકો આવી ખાંડનો બહુ વપરાસ કરે છે; પરિણામે હાડકાંનો વેપાર વધે છે, અને તે માટે બિચારાં પશુઓની કતલ થાય છે. સફેદપણાથી નહિ મોહાતાં, શેલડીના રસની બનતી ખાંડ યા ગોળનો ઉપયોગ કરવામાં આવે તો હજારો પશુઓની તે અર્થે થતી હિંસા અટકે. હાડકાંવાળી ખાંડ વાપરનારાઓએ યાદ રાખવું જોઇએ કે તેઓ હજારો પશુઓની હિંસાને અનુમોદના આપી રહ્યા છે અને તેથી તેઓ જરૂર પાપના ભાગી છે.

(૩) ઔષધિ માટે હિંસા—

દુનીયામાં જડીબૂટિયોની એટલી બધી બહુલતા છે કે જેથી પ્રાયઃ સર્વ રોગો માટે દવા તૈયાર થઇ શકે છે.

આ દવાઓ મોટા મોટા અસાધ્ય રોગોને પણ નાબુદ કરે છે. આમ હોવા છતાં દયાહીન ડોકટરો ગાય; મુરઘાં, માછલી વગેરે પ્રાણીયોના માંસનું સત્વ કાઢી યા તેલ વગેરે તૈયાર કરી દવા તરીકે વાપરવાની જનસમૂહમાં સલાહ આપે છે. કૉડ નામની માછલીનું તેલ જે 'કૉડલીવર ઑઇલ' તરીકે ઓળખાય છે તે ક્ષયના રોગ માટે વાપરવાની સલાહ આપે છે; મરી ગયેલી માંખીઓના પાઉડરને વમન કરવાના કામમાં વાપરે છે, આથી કરોડો માછલીઓ તથા માંખો મારી નાખવામાં આવે છે. તેવી રીતે અનેક નામની દવાઓ પ્રાણીયોની હિંસા કરી તૈયાર કરવામાં આવે છે કેટલાક આ દેશના લોકો દેડકાં, મોરના પગ, કડચાં, જલોયો જરખનું તેલ વગેરેનો જરૂરી ઉપયોગ કરે છે. તે પણ ખરાબ છે. દવાઓ તૈયાર કરનાર પાશ્ચિમાત્ય માંસાહારી ડૉકટરોજ છે; એટલે તેમના હૃદયમાં બિચારાં પ્રાણીઓ માટે દયા કયાંથી હોય ? પોતે માંસાહારી અને તેમના દેશના રોગીયો પણ માંસાહારી, એટલે આવી દવા વાપરવા તેમને સલાહ આપે તેમાં શી નવાઇ ! પણ જ્યારે તેવા ડૉકટરો યા તેમનો કક્કો શિખેલા હિન્દુ ડૉકટરો શાકાહારી ભારતવાસીઓને તેવી દવા આપે યા વાપરવાની સલાહ આપે અને ભારતવાસીઓ તે વાપરે એ કેવું નીચતા ભરેલું દયાહીન કાર્ય ! હિન્દુસ્તાનમાં વનસ્પતિમાંથી અનેક દવાઓ ઉત્પન્ન થાય છે; તેમની અસર પણ રામબાણ થાય છે. તો પછી અહિંસાના હીમાય-

તીઓ વિલાયતી દવાઓ છોડી દેઇ વનસ્પતિની દવાઓનો ઉપયોગ કરી અહિંસા ધર્મ કાં ન પાળે ?

(૪) માંસાહાર માટે હિંસા—

કેટલાક લોકો કુદરતે બક્ષેલા વનસ્પતિ આહારને છોડી માંસનો આહાર કરે છે. પણ મનુષ્યનું શરીર માંસ ખાવા લાયક છે કે કેમ તે ઉપર આજકાલ બહુ સારો પ્રકાશ પડયો છે. શોધ ખોળ કરતાં નિર્ણીત થયું છે કે મનુષ્યના દાંત, નહિ તો માંસાહારી પશુઓના દાંત જેવા છે કે, નહિ તો ઘાસ ચારો ખાવાવાળા યા માંસ અને ઘાસ ખાવાવાળા પશુઓ જેવા છે; પણ ફલાહારી પશુઓના દાંતને મલતા આવે છે. વાંદરા અને મનુષ્યના દાંત ઘણેખરે અંશે મલતા આવે છે. મનુષ્યનું પેટ પણ ફલ ખાવાવાળા પશુઓના પેટને મલતું આવે છે. વાંદરાનું પેટ પણ મનુષ્યના પેટને મલતું આવે છે. મનુષ્યની નાકની ગંધ સ્વભાવિક રીતે ફલ યા વનસ્પતિ તરફ દોડે છે. તેવીજ રીતે જીભ પણ સ્વભાવતઃ ફલનો રસ લેવા પસંદ કરે છે, જેમ ફલ ખાવાવાળાં પશુઓ ખેતર અને ફલદાર વૃક્ષો તરફ જઈ ફલ ખાવાનું પસંદ કરે તેમ મનુષ્યની પણ સ્વભાવથી તેવી સ્થિતિ છે. કાચુ માંસ મનુષ્યના નાક યા આંખને ગમે નહીં. તેટલા માટે અનેક મસાલા નાખી પકવી સ્વાદયુક્ત બનાવવામાં આવે છે: તો પણ તેમાંથી દુર્ગંધ

જતી નથી. જે બાળકે બાળપણાથી કદી માંસ નહિ ખાધું હોય તેને તે પસન નહિજ પડે.

નાનાં બાળકો જે માતાનું દૂધ પીવે છે તે દૂધ માંસાહારી સ્ત્રીઓને ઓછું હોય છે. જર્મનીમાં બચ્ચાને ધવરાવવા માટે જે સ્ત્રીઓ (ધાયો) રાખવામાં આવે છે તેઓ માંસ ખાતી નથી અથવા તો બહુ ઓછું ખાય છે. માંસ માતાનું દૂધ બનાવવામાં કંઈ મદદગાર થઈ પડતુ નથી.

નાના બાળક સામે જો ફલ અને માંસનો કડકો રાખવામાં આવે તો તે તુરત ફલને ગ્રહણ કરશે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્યનો સ્વભાવ માંસ ખાવાનો નથી. ઇન્દ્રિયોની તૃષ્ણા વધારવામાં માંસાહાર મદદ આપે છે. માંસાહારી મનુષ્ય પોતાની ઇચ્છાઓને રોકી શકતા નથી અને શીઘ્ર દુરાચારી થઇ જાય છે, માંસાહારથી અનેક રોગ ઉત્પન્ન થાય છે, જ્યારે એનો ત્યાગ રોગોને હઠાવે છે.

માંસાહાર વિરૂદ્ધ ડૉકટર જોજિઆ ઑલ્ડફીલ્ડ ડી. સી. એલ; એમ. એ. એમ. આર. સી. એસ. એલ. આર. સી. પી.–મોટા ડોકટર લેડી મૈરગેરટ હોસ્પિતલ બ્રોમ્લે–( Dr. Josiah old field D. C. L. M. A. M. R. C. S. L. R. C. P. Sinior physician margaret Hospital Bromlay ) લખે છે કે—

" To day, there is the scientific fact assured that man belongs not to the flesh-eaters, but to the fruit eaters. To day there is the Chemical fact in hand of all, which none can gainsay, that the products of the vagetable kingdom contain all that is necessary for the fullest sustenance of human life. Flesh is an unnatural food, and therefore tends to create functional disturbance. As it is taken in modern civilisation, it is affected with such terrible diseases ( readily Communicable to man ) as cancer, consumption, fever intestinal worms etc; to an enormus extent. There, is little need for wonder that flesh eating is one of the most serious causes of the diseases that carry off ninty-nine out of every hundred people that are born. "

ભાવાર્થ—"આજ વિજ્ઞાન દ્વારા નિર્ણય કરવામાં આવ્યો છે કે મનુષ્ય માંસાહારીઓની લાઇનમાં નહીં ગણાતા ફલાહારીઓમાં ગણાય છે. આજ સર્વના હાથમાં એવી પરીક્ષા કરેલી બાબત મોજુદ છે કે વનસ્પતિ જાતિની ઉપજમાં મનુષ્યના જીવનનિભાવ માટે જે બધું આવશ્યક છે તે–પૂર્ણરૂપે છે."

"માંસ અપ્રાકૃતિક વિકૃતી કરનાર ભોજન છે અને તેથી શરીરમાં અનેક ઉપદ્રવ પેદા કરી દે છે. આથી

આધુનિક સભ્ય સમાજ, ભયંકર રોગો(જે તુરત એક મનુષ્યથી બીજા મનુષ્યમાં ફેલાઇ જાય છે) જેવા કે કેન્સર, ક્ષય, જ્વર, પેટના કૃમિ વગેરેથી અધિકતર પીડાય છે ૧૦૦ મનુષ્યોમાંથી આશરે ૯૯ને સકંજામાં પકડનાર રોગોનાં બહુજ ભયંકર કારણોમાં માંસાહાર એક કારણ છે એ આશ્ચર્યની વાત નથી."

ઘણાક લોકો સમજે છે કે માંસ, મત્સ્યાદિમાં શક્તિ વર્ધક અંશ અન્નાદિથી અધિક છે; પણ તે તેમની ભૂલ છે. હાલ પશ્ચિમાત્યોને વિજ્ઞાન દ્વારા સિદ્ધ કરવામાં આવ્યું છે કે–

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ બદામ વગેરેમાં. | સેંકડે | ૯૧ | ટકા | શક્તિ વર્ધક | અંશ છે. |
| ૨ ચણા વગેરેમાં. | ,, | ૮૭ | ,, | ,, | ,, |
| ૩ ચોખામાં | ,, | ૮૭ | ,, | ,, | ,, |
| ૪ ઘઉંના આટામાં | ,, | ૮૬ | ,, | ,, | ,, |
| ૫ જવના ,, | ,, | ૮૪ | ,, | ,, | ,, |
| ૬ સુકાં ફલ, ખજુર વગેરેમાં | | ૭૩ | ,, | ,, | ,, |
| ૭ ઘીમાં | ,, | ૮૭ | ,, | ,, | ,, |
| ૮ મલાઈમાં | ,, | ૬૯ | ,, | ,, | ,, |

૯ દૂધમાં સેંકડે ૧૪ ટકા શક્તિવર્ધક પૌષ્ટિક અંશ છે, પરંતુ ૮૬ ભાગ પાણી છે, તે પણ લાભકારક છે.

૧૦ માંસમાં. સેંકડે ૨૮ ભાગ શક્તિ અંશ છે; શેષ પાણી છે જે હાનિકારક છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ માછલાં | ,, | ૧૩ | ,, | ,, | ,, |
| ૧૨ ઇંડાંમાં | ,, | ૨૬ | ,, | ,, | ,, |

આ ઉપરથી પણ સ્પષ્ટ માલુમ પડશે કે અન્ન, મેવા, ફળ, ઘી, દૂધ, મલાઇ વગેરે ખાવા લાયક પદાર્થ છે; જ્યારે માંસ, માછલાં અને ઈંડાં ત્યાગવા લાયક છે.

માંસાહારની જરૂરીયાતે નિરર્થક કરોડો પશુ નિર્દ-યતાથી મારવામાં આવે છે. માંસાહારની આદતથીજ ધર્મના નામે પશુઘાત કરવાનો રિવાજ ચાલુ આવ્યો છે. બહુ ઉ-પયોગી પશુ જે ખેતી યા દૂધ દહી દેવાના કામમાં આવે છે, તેઓનો માંસાહારની પ્રવૃત્તિને લીધે વધ કરવામાં આવે છે. તેના ભોગે દુધ, ઘી ચોખ્ખાં અને સસ્તાં મળવાનું બંધ થયું છે—આ સરવે નિર્થક હિંસા છે.

સાર્થક હિંસા અને તે પરત્વે વિચાર—

દેશની રક્ષાર્થે શત્રુઓને દમન કરવા માટે યુદ્ધ કર-વામાં, દુષ્ટોને દંડ દેવામાં, શિષ્ટોની રક્ષા કરવા વગેરે ક્ષત્રિય કર્મ કરવામાં ક્ષત્રિયોને સાર્થક હિંસા કરવા પડે છે; વૈશ્યોને અનેક પ્રકારની ચીજો તૈયાર કરવા માટે મીલો, કારખાનાં, ફેકટરીઓ વગેરે ચલાવવામાં, માલને વેપાર અર્થે અહિં તહિં મોકલવામાં ખેતી કરવા યા કરાવામાં, લખવા વાંચવા વગેરેના કાર્યોમાં, હિસાબ કિતાબ કરવા કરાવામાં યા ગમનાગમન કરવામાં આવી હિંસા ક-રવી પડે છે; શુદ્રોને; વાસણ બનાવવામાં, મકાન તૈયાર

કરવામાં, સોની, સુતાર, મોચી, લુહાર, દરજી વગેરેનું કામ કરવામાં જુદા જુદા પ્રકારની શિલ્પ સામગ્રી તૈયાર કરવામાં, વાહન ચલાવવામાં નૃત્ય ગાયન વગેરે કરી દ્રવ્ય કમાવવામાં ન છુટકે હિંસા કરવી પડે છે.

સ્ત્રીવર્ગને મુખ્યત્વે દળવા ખાંડવામાં, રસોઈ કરવામાં ઘર વાળી ઝાડી સાફ કરવામાં, પાણી ભરવામાં વગેરે ગૃહ સંબંધી કાર્ય કરવામાં લાઈલાજે અલ્પહિંસા કરવી પડેછે.

સાર્થક હિંસામાં જાણી જોઇને ઇરાદાપૂર્વક કોઈ જીવનો ઘાત કરવામાં આવતો નથી, પણ આજીવિકા મેળવવાના હેતુએ તથા પોતાના ભરણ પોષણના અર્થે લાચારી વશ હિંસા કરવી પડે છે.

સાર્થક હિંસા કરવાવાળા અંતરંગમાં દયાવાન હોય છે. દાખલા તરીકે દયાવાન રાજાઓ જ્યારે પોતાની મતલબ ન્યાય પૂર્વક સિદ્ધ કરવા માટે અન્ય કોઈ ઉપાય ન હોય ત્યારેજ શત્રુઓ સાથે યુદ્ધ કરવાને પ્રસંગ લાવે છે. ને શત્રુ અન્ય ઉપાયથી વશ થઇ જાય છે, તો પછી એક પણ મનુષ્યની ઘાત કરવા તેઓ ચાહતા નથી.

ગૃહસ્થધર્મ પાળવામાં આવી રીતની દયા રહેવી અનિવાર્ય છે, પણ ક્રમે ક્રમે આત્મહિત સાધવામાટે ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થાશ્રમમાં જવા સારૂ આવી તરેહની હિંસા ઘટાડતા જવાનો અભ્યાસ કરવાની જરૂરીઆત રહે છે; ત્યાંથી છેલ્લા

સંન્યાસ આશ્રમમાં જવા માટે સ્થુલ[1] હિંસાનો સર્વથા ત્યાગ કરવાનો તથા પ્રમાદ[2]વશાત્ સૂક્ષ્મ હિંસા પણ થવા ન પામે તેનો અભ્યાસ કરવો પડે છે. જ્યારે અહિંસાની ઉત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચાય છે ત્યારે સાચા શાશ્વત સુખનું જરૂર આસ્વાદન થાય છે. માનવ દેહનું સાફલ્ય આવા સુખનો અનુભવ કરવામાંજ રહેલું છે.

દુનિયામાં એકે એવો ધર્મ ન હોઇ શકે કે જે અહિંસા તત્વ ઉપર ન રચાયેલો હોય. આજકાલ કેટલાક ધર્મો હિંસામય માલમ પડે છે તે ખરેખર તેમના સ્વાર્થાંધ પ્રચારકોના મનોકલ્પિત શાસ્ત્રના અર્થનોજ અને ચલતીનાં વધામણાં લેવાની તકલાદિ છાયાનો પ્રતાપ છે. દાખલા તરીકે ઇસ્લામી વર્ષના ૩૬૦ કે ૩૬૫ દિવસો મલી એક વરસના તારવી કાઢેલા ધાર્મીક રોજાંના (રોજના) મર્યાદીત દીવસોનું તાત્પર્ય સમજવાનું એ કે દરરોજ એકના સુખે સુખી અને બીજાના દુ:ખે દુ:ખીના મૈત્રી ભાવની આવશ્યકતા જાળવી રખાય. હવે જો તે પ્રમાણે ચાલવાની અગવડતા હોય તો, છેવટ યથાશકિત રોજાંના દીવસોમાં જરૂર તે ઉપર પુરતું લક્ષ દેવાનું સૂચન હોવું જોઇએ.

## બેહુદી કતલ.

કેટલાક ભારતીય મુસલમાન ભાઇબંધો બકરઇદ વગેરે હક હલાલીના બડાભારી પર્વોમાં બીજા હસ્તે (સાદી એ-

---

૧ મોટી. ૨ પ્રમાદ=વિષય. કષાય. વિકથા. નિંદ્રા. મદ્ય.

હ્યાની ને ખોળા પાઘડી પેલાની એ જુની કહેણીના દ્રષ્ટાંતે) કેટલાંયે પ્રાણીઓના વિના લેવે દેવે જાન હણાવી જડ માન્યતાએ હલાલ કે કુરબાની (સમર્પણ) થયાનું માની લેઇ તે હણાએલ મૃતકોનો પોતાના અને પરના અર્થે-ઉપયોગ કરવા જરાપણ અચકાતા તથા બાધ ગણુતા નથી એ બાબત એ ગમે તેટલી યુકિતઓ ચલાવો તોબી તે જીવો હલાલ થાયજ નહીં—પરમાર્થે ભાર દેઇ જણાવવું જરૂરનું છે કે પેલા આપણા કાજીજી, મુલ્લાંજી શું કરે છે!!! તેમના વડે અવાચકોને અપાયેલા છુમંત્રોના પરિણામના નફા ટોટા (નરો ટોટોજ) ના ભોકતા તેમાં ભાગ લેનારા કુલ આદમી (ભકતો) થાય છે. તેનો ખુદ માલીકશ્રીની જીનાબમાં જવાબ દેવાને માલીકના પ્રીદવી નામ ધારી માત્રને જબરદસ્ત સાહસિક જોખમ ખેડવું પડશે.

રે, રે, હિંસાથી કોઇ તર્યું નથી અને તરવાનું નથી વાંચનાર—પુન્ય પ્રકાશ નામની આરાધના સમુચ્ચાર્થે માનતાં ત્યાં વક્રોકિતમાં શું કહ્યું છે ?

કાજી મુલ્લાંને ભવે, પઢી મંત્ર કઠોર;
જીવ ઘણા જબ્બે કીયા, કીધાં પાપ અઘોર.

ઉપરના ગદ્યમાંથી જોવાતા ભાવાર્થવાળાં દુષ્કર્મ કોઇ ભવ દરમ્યાન થયાં હોય તે મિથ્યા એટલે માફ થાઓ એહવી આજીજી ગુજારી ભવિષ્યમાં તેમ નહીં કરવા વિનવવામાં

આવે છે હવે વારોવાર કે વાર તહેવારે થતી હિંસાની મનાઇની ઉપરની હૃદયભેદી પ્રતિપાદન કરાયેલી ફરમાશો આગળ ધરવા જતાં તેના પ્રતિપક્ષીઓ હોય તો તે વાતને તોડી પાડી સત્યને કંઇ અસત્ય સાથે મીલાવવાના ઉપચાર ઢાંક પીછોડો કરી પાપની રાશીઓ વધારતા જતા આજકાલ જોવામાં આવે છે. વિશેષમાં ખરી કુરબાની અને ફીદાફીદા થવાનું એજ છે કે નર વા કુંજર, સુવર વા સિંહ, કુતરાં કબુતરાં, ઉંદર હો કે છછુંદર, વાંદર હોકે વરૂ બકરી કે બકરો દીકરી કે દીકરો દરેકના પ્રાણાત્મા સરખા જાણી સ્વશકિતથી રાહેત આપવી, અભયદાન આપવું. તનથી અને ધનથી ન બને તો મનથી જતું ન કરવું. સંસાર પાર ઉતરાય તેવી કીતાબો એકાગ્રતાથી પઢવા કરવાનું રાખી સફળ થવું— જાણવા મેળે જો કે મજહબમાં એક લીલું દાતણ લાંબી મુદત સુધી ચલાવાય છે એનો ભાવાર્થ વનસ્પતિને પીડા ઓછી કરવાનો અંતરાત્મીક કેવો સરસ આશય છે. આએ સ્પષ્ટ જણાતાં છતાં નાના મોટાઓને બેપરવાઇ વાળી કઇ ગૅડ કે કળ હાથ બેઠી છે ! ! ત સમજવું મુશ્કેલ થઇ પડયું છે—

નિષ્ઠુરતાથી ઇજાજત નથી મગર એતો એક જાતના હરામ ચસ્કાના કિંપાકો ગણાય.

“ પડી ટેવ તે તો ટળે કેમ ટાળી- ”

ધર્મની કસોટી અને જાહેરમાં અજમાયશ ખાતર ઇસ્માઇલને વહાલામાં વહાલી ચીજની કુરબાની સારૂ તેના

સાહેબ ઈબ્રાહીમ પેગંબરે હુકમ કર્યો હતો તેને તાબે રહી પ્રાણને પૈસાથી પોતાના પુત્રને બહુ વહાલો જાણી તેનો ભોગ આપવા તૈયાર થયો, તે બાબે એ પાપથી મુકાવવા દિવ્ય શકિતએ ઇસ્માલજીના માનની ખાતર છોકરાની જગાએ ક્ષમાદ્રષ્ટી સાથે ઘેટાનો દેખાવ માત્ર કર્યો હતો. એવો પાઠ તે ધર્મીઓથી અજાણ્યો નજ હોય મતલબ હુકમનું વચન સાદર હતું પણ તેની મામીર્કતા તે વ્યકિતની સમજમાં બેઠી નહીં.

સાંભળો! તન મનની કુરબાની કરી, દાન દેઈ, પુણ્ય કરો. હજામત કરાવવાનું લાંબી મુદત સુધી ચલાવી હયો, એટલું પણ કરો. અને મ્હોટા તહેવારો ખુશી ખુશાલીથી પસાર કરવા માટે દાન ધર્મ કરવું, બંદગી કરવી, તેમજ મનમાંથી ઝનુન, કામ, ક્રોધ વીગેરે કાઢી નાંખો, એવી એવી તે નેતા પુરૂષોની સમજાવટ અનુભવીઓને સહેજમાં હાંસલ થાય તેમ છે.

" અંતઃકરણથી કુરબાની કરવાની છે તે નમાજ પઢી પૈસા અનાજ તથા બીજી પવિત્ર ચીજોથી ભલાં કામો કરવાની છે—જીસ્મની કુરબાની તે રોજા રાખવાની છે"

આ બધુંએ જાણ્યા છતાં દેખાદેખી અને રસગૃદ્ધિથી ઘેટાં ( દુમ્બા ) બકરાંના પ્રાણનું રક્ષણ છોડી ભક્ષણ કરવાની ઓઘ દ્રષ્ટિ પરંપરા ચાલી. કર્મ એકને કારણ ઘણાં, એક આહવા કર્મના ભાગીયા આઠ થાય છે તે નીચે પ્રમાણે

(૧) સલાહકાર, (૨) કરનાર (૩) લાવનાર (૪) પકવનાર (૫) પીરસનાર, (૬) ખાનાર (૭) વેચનાર (૮) વ્યવસ્થા કરનાર.

આથી આપણો દયાળુ દેવ રાજી થતો નથી તે જોવાને તેને ઇષ્ટતા યા ઇન્તેજારી હોય તો મક્કા જેવા મહા સ્થાનમાં આહવા કૃત્યની શા માટે સાફ મના હોય ! ત્યાં તો એટલે સુધી અહિંસા પ્રવર્તે છે કે જાત્રાળુ, હજ કરવા જનારા, માથે જુ વીગેરે મરી જાય તેટલા માટે ખુજલી આવેથી ખણી પણ શકતા નથી અને આટલા માટેજ આમ લોકો માથે મુંડન કરાવે છે.

જહાંપનાહ ઓલીયા અકબર રાજે સારા સામ્રાજ્યમાં રહેમીયત ગુણે ભરેલ નેકીપાકીવાળા કાયદા અમલમાં મુકવાથી ઘણા માન્યવંતા થઈ પડયા. અસલના દેવાંશી બુજરગોમાં મારીને સજીવન કરવા જેટલી આત્મીક બળની તાકાત હતી આ કાળમાં એના પડછાયા પણ જણાતા નથી માટે જો આપણે દયાને દફે કરીને રહેમ ભરેલી રાહોથી મુખ ફેરવીને ગમે એટલી બંદગી ભક્તિ કરતાં છતાં આપણને પરવરદીગાર [1]ગોદમાં લેઇ સહાય નહી કરે; જન્નતમાં (આરામ બગીચામાં) લેઈ જશે નહીં. મુસ્લીમમાં ફરજીયાત નિમાજ, રોજા પાકી ઈત્યાદી નિયમો ન પાળનાર ગુનેગારમાં ખપે છે. અને હિંદુ સંપ્રદાયોમાં નાહવું, પુજા, સંધ્યા,

---

૧ ખોળામાં.

તપસ્યા, અનુષ્ટાનો, આવશ્યક વિધિ વિધાન ધર્મ પુષ્ટી, મર્યાદાની ફરજો ન પાળનાર હલકો ગણાય છે. તે બરાબર પાળે તો પણ હરકોઇ જીવના બચાવ તરફ પ્રમાદ કરી સૌ કોઇ લાંબા જીવનની પ્રબળ આશાવાળાં પ્રાણીઓની જાનના હકો ખેદાન મેદાન કરે તો તે ફળ આપનાર નથી. તો આવડો મોટો વિરોધ કરવા જેવો કંઇપણ આધાર, અપેક્ષા, કે આંટી ઘુંટી જણાવશો ! ! ! સર્વેને વિવેક લાવી ક્ષમા નહીં આપીએ તો આપણને કોણ ક્ષમા (દયા) કરશે ?

## એક દયાધર્મના આશાવાદીકૃત પુસ્તકમાંના ફકરા—

૧ સરવે પરમેશ્વરની ઓલાદ છે, કુરાન સરીફમાં અવલ દરજ્જે ગાયના નામની સુરા વંચાય છે જે "સુરે બકર" ના નામ સ્મરણથી જાણીતી છે, તે કુરાનના પુજનીકોએ બકર (ગાય) ઇદનો પવિત્ર તહેવાર ગાય વીગેરે દુધાળાં પશુઓની ઓલાદના પુજન તરીકે પાળવો જોઇએ.

૨ હિંદુ મુસલમાની ધર્મના અમલવાળી કોઇ કોમ અગર વ્યક્તિને ખુનરેજી કરવાની આજ્ઞા કે છુટ નથી.

૩ જે કોઇ ગાય બકરી વીગેરે ચોપગાંને તથા બે પગવાળાં પક્ષીઓને ઉલટી સુલટી આયતોના ગુઢાર્થ તથા અધ્યાહાર સમજવાના અભાવે જુઅેહ કરી મારી ખાવાના ફરમાનનો આક્ષેપ ધર્મનાયકો ઉપર મુકે છે તેનો ગુનો પરમેશ્વર કદીપણ માફ કરશે નહીં.

૪ ખાવાસારૂ ફળો અને ખોરાક તૈયાર છે. તેને વફાદારીથી સેવી ઈમાન રાખનાર ધર્મીને તેવીજ રીતે જેહાનમાં (વૈકુંઠમાં) પણ ફળદ્રુપ બગીચા મળે છે.

૫ જાનવરોને હલાલ કરવાનું કોઇ શાસ્ત્રદ્વારા ફરમાન નથી! પણ જાનવરોથી મળતાં ઘી, દુધ, ઉન, અનાજ અને તેના વિક્રયથી પ્રાપ્ત થતા પૈસા, એ વસ્તુઓનો સદઉપયોગ (હલાલ) કરવો તેજ સાચું છે

કિંબહુના—

સુજ્ઞ રહેમાન ધર્મીઓ, જીવોપર રહેમ લાવવાની, ક્ષત્રિયો, જીવોને ક્ષતનહિ કરવાની, અને બ્રાહ્મણો બ્રહ્મજ્ઞાન, બ્રહ્મચર્ય આચરવાની આત્મ વીરતા કાં ન દાખવે? સાર્વભૌમ 'અહિંસા પરમો ધર્મ;' પાળવાને મુનાસબ કાં ન સમજે? બ્રહ્મજ્ઞાનમાં રમવાવાળા જે બ્રાહ્મણો, તેજ હિંસા ગર્ભિત ઉપદેશમાં ફાળો આપે એ શું તેમને ઉચિત છે? કહેવાય છે કે જે સરાબ (સુરાપાન,) જેવી કોઇપણ અભક્ષ અપેય વસ્તુનું ભક્ષણ પાન આદિ પોતપોતાના શાસ્ત્રથી વિરૂદ્ધ વ્યસનો સેવન કરે તે હિંદુધર્મમાં ઉપવિતનો અધિકારી નથી, તેમ મુસ્લીમ ધર્મમાં તે હેવાન, નાપાક, કાફર ગણાય છે,

---

## આત્મોદ્ધારના માર્ગમાં કુરિવાજના કાંટા—

બાળલગ્ન—આ રિવાજથી અકાળે વીર્યનું સ્ખલિત થાય છે, શરીર હંમેશાં અસ્વસ્થ રહે છે. આત્મચિંતવન

કરવામાં કંટાળો ઉપજે છે, જીવનની પહેલી અવસ્થા–બ્રહ્મચર્યાશ્રમનો અકાળે ત્યાગ થાય છે, સંસાર-શકટનો ભાર વહન કરવાને યોગ્ય તૈયારી કરવાનું અશક્ય બને છે; આત્મહિત કરવાના વખતે મૃત્યુના ઝપાટામાં ઝંપલાવું પડે છે, બાળલગ્નથી કુમળી વયમાં સંતાન પ્રાપ્તિ થતાં સ્ત્રી–પુરૂષોને અસાધ્ય રોગો થાય છે. સંતતિ બુદ્ધિહીન, નિર્માલ્ય પાકે છે. ટુંકામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સાધવામાં પુરેપુરી નિષ્ફળતા મલે છે.

કન્યાવિક્રય, સાટાં ત્રેખડાં, કજોડાંઃ—પૈસાના લાલચુ માતાપિતાઓ પોતાની વાલી દીકરીની માલકી વિનાની હરાઇ ગાયની માફક હરાજી કરે છે. પતિ ઘરડો ડોસો હોય યા ગમે તેવો દુરાચારી હોય પણ બિચારીને તેની પાછળ જવું પડે છે. ટુંક મુદતમાં બુઢ્ઢો પતિ મરણ પામે છે. પરિણામે દીકરીને રંડાપો ભોગવવો પડે છે, કેટલાક વખતે અનીતિના માર્ગે પણ દોરાવવાનો પ્રસંગ આવે છે. જીવન નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે. પોતાના છોકરાને પરણાવાની ખાતર પોતાની પુત્રી ગમે તેવાને આપી દે છે. આથી પતિ પત્નીનો જીવનકલેશ શરૂ થાય છે, તેમને સંસાર અકારો લાગે છે અને આપઘાત કરવા પ્રેરાય છે. આ લગ્ન કે વિઘ્ન કહેવાય! પાણીગ્રહણ કે દુઃખગ્રહણ!!

જે માબાપો તેમના બાલબચ્ચાંને સો હાથના ઘરામાં

ફેંકી દેવા જેવી કન્યાવિક્રયની લોહીચુસ મસલતો કરી સ્વાર્થ સાધનારા કજોડાં કરી કાળી લીટી અંકાવનારા અને કન્યાઓને સવેરી કાઢી કોઈ કોઇનાં ઘર ભાગનારા દુર્ગતિના ભાજન થાય છે.

સગાનો સંબંધ અને સારૂં ખોટું જોયા વગર સાટાં એટલે અદલો બદલો ત્રેખડાં, ચોખડાં, કજોડાંના સાંધા સબંધ કરનાર નઠોર, નફ્ફરા, નકટા માણસો હોય તેમનું વર્ણન કોરે રાખતાં તે સિવાય જ્ઞાતીના આગેવાન પટેલો શેઠીયાઓ તેમની નામાંકિત ઝાહોજલાલી દરમ્યાન આપ મુખત્યારી "જાનમાં કોઇ જાણે નહીં ને વરનો ભા હું" તે ઉદાહરણ માફક ખટપટો ભજવી આગળ પડી સ્વાર્થ બાજીયો રમે છે. એટલે સુધી કે વરમરો, કન્યામરો પણ પંચાતીયાનું પુરૂં કરો; આવાં સલ્યો ઘાલવાના સબબે નાત જાત તથા લોકો તરફથી એક અવાજે ઘણા મરતબે ધિઃકાર ફિટકારના આશીર્વાદોનો વરસાદ વરસવા છતાં સાન આવતી નથી; બિચારી બાળાઓની જીંદગી સિધવા વિધવાપણામાં દુઃખદાયક થવાથી પોતાની ખાનદાની પણ સાચવી શકતી ન હોઈ દુરાચાર સેવી કુશીલ કુલાગનાઓ બને છે. અને બેહુદી કોશીશો ચલાવનારાઓના નામે હાથ ઘસી તોબા પોકારી નિસાસા નાંખે છે આ પ્રમાણે તિરસ્કાર અને ગેર આબરૂ થતાં દુનીયાથી અગર પરમેશ્વરથી ડરતા નથી; આ દલાલીઓમાં મચ્યા રહેનારને ચંડાળ

ચોકડીના ઉપનામે સંબોધી કાઢવામાં આવે છે, ન માલુમ કે તેમનું પુરપાટ વજ્રહૈયું કયારે પીગળશે !!!

હે સખી મરદો—આવા પ્રકારે ચાલતા મહીમાને એકદમ દેશવટો દ્યો, કાવતરાંની જાળ સંકેલી લ્યો, ખટપટને ખાડામાં દટાવો, અને શીળ સદવર્ત્તન રખાવવાને જશ લ્યો. તમારાં અપકૃત્યોથી બીન તહોમતે જીવોનાં જોખમ થતાં જોવાય છે. વિક્રય કરાવી પૈસા કઢાવવાથી ઉદર પોષણના સાંસા પડી જાય છે. આહુવા પથારા પાથરી છોકરીના પૈસા લેનાર અને વચમાં હોઇયાં કરી જનારના ઘરનું રજક (અનાજ) પણ પારધીના ઘરની મીસલે ગણેલું છે. તેમ હોઈ તેઓના આંગણે પગલે ચઢવાનું ધર્મનિષ્ઠો ને સાધુ સંત ને કલ્પતું નથી. અહો પુછાતા પંચ મહાજનો પંચમાં રહી ખરા ગુન્હેગારોને ચાનક દેવા. પંચકયાસ સાચેસાચો કરો, આટલું વાંચી ઠેકાણે નહીં આવે તો તેવા સલાહકારોને નવગજ દૂરથી નમસ્કાર........

## રોવા કુટવાનો રિવાજ

રોવા રડાવવાની કુટવા કુટાવવાની દુષ્ટ કાણુ મોકાણોના ચીચીઆરા, પરજીયાની શાળા માંડી હોય તેવા દેખાવમાં ત્રિદંડીની તડી પડે છે અને તે રસ્તે જતા આવતા નરનારીઓના થોક તમાસા માફક જોવા મળે છે. મૈયત પાછળ રોવા જવાની ચાલને રાવણું, લૌકિક સાથ સંગાત પણ કહે છે. ત્યાં થાય છે શું ? ત્યાં ખરેખર લોકો

સાથે મળીને રાવણું એટલે મીજખાનીઓ જેવુંજ કરી મૂકે છે. વળી માસીસા અને બારમાસી કે સંવત્સરીના ખરચા કરી કરાવી આનંદ માણે છે. વરસી માસીસા કે શોક પાળવામાં કોઈક ઓછાશ કરવારની કોશીશ કરનાર માણુસોનો પણ તુચ્છકાર થતો જોવામાં આવે છે, કેટલાક તો એવી પ્રવૃતિમાં અધિકતા કરાવવા એકઠા થવાનું માન ખાટવા તૈયાર થઇ રહે છે. આ બાબતમાં ટેવાઈ ગએલ નરનારીઓએ સમજવું જોઇએ કે સમજદારની દૃષ્ટિએ આ કર્તવ્ય મરનારની સુગતિ થવામાં વિઘ્નકારી છે, અથવા એમ પણ જાણુવું જોઈએ કે જેની સુગતિ–સ્વર્ગ–કૈલાસ જેવી ઉત્કૃષ્ટગતિ થયાનું કહેવાય તેને રોવાની જરૂર રહેતી નથી. કાળનો તડાકો અજબ છે. દરેકને મોડું વ્હેલું જવાનું છે, દેખતાં દેખતાં કૈક ક્ષણુમાં ચાલતા થાય છે. ને થવાના, તો કોને કયાં સુધી રોવું ને કોને કયાં સુધી સંભાળ્યા કરવું, જે મનુષ્ય પ્રયત્ન બહારની વાત હોય તેનું રટણુ કરવું એ નિષ્ફળ છે. આપણા સ્વધામ પછી આપણુને આપણાં વ્હાલાંઓ પણુ ભુલી જવાનાં, તેવી અનિત્યતાનો ખ્યાલ દરેકે દરેક સમજુ બુદ્ધિમાનોએ કરી આવા કુટવા રડવાના રિવાજો દુર કરવાની અગત્ય છે.

**અનર્થકારી કાર્યો—**

બનાવટી પંચ ( ચંડાળ ચોકડી)માં સ્વાર્થપરાયણુ

અગ્રગણ્ય ટોળીની મસલતમાં ભળી કૃષ્ણ પક્ષી (કાળાં) કર્મની ગોષ્ટિઓ કરવી, પારકાં પોત ઉઘાડી, હલકાઇ પાડવી; વડેરા આગળ ફરિયાદ લેઇ જતાં ખરી ફરિયાદો પાણીમાં બોળી ફાટાફુટ, મતમતાંતર પક્ષપાતો કરી મત–તડ–ભેદથી વિયોગ પાડવાની મશહુરી દાખવી, સત્ય સંપમાં મ્હોટો દરોડો (ભંગાણુ) પાડવો–કરજદાર, નિરાધાર, અશકિતવાન, અને નિર્ધન પાસે અનિચ્છાથી ધર્મ કે વ્યવહારના કામો લગતાં અમૂક ખર્ચ ફરજો તરીકે અદા કરાવામાં આચકો ન ખાવાની અને તેવા ભાઇઓની કફોડી સ્થિતિ જોઈ અરેકાર ન આવવાની તેમજ જુવાન કે જઇફના વરા અને બારમાં કરાવી બાર વગડાવવાની હીલચાલજનિત ખુમારીને લેઇ ખુવાર ( તના ભગત ) કરવાનો પ્રબંધ રચવામાં નીચ માણુસ સિવાય બીજો કોણુ ઉભો રહી શકે ? તેમ સ્નેહી સંબંધીના વિયોગ કરાવનારને ભવિષ્યના જન્મારામાં અસંખ્યાતવાર ઘણા સ્નેહીયોથી વિયોગ ખમવાનો કર્મનો બંધ પડે એ અત્યારથી સ્પષ્ટજ થાય છે, બીજાને દુઃખ દેનાર તેના કરતાં જઘન્યથી દશ ગણું, તિવ્ર લાગણીથી દુઃખ દેનાર સોગણું, હજાર કે લાખગણું અપાર દુઃખ વ્હોરી લે છે.

હર્ષ વિનોદી શુભકાર્યો ઉપર લાગાલાગત, નકરા તરીકે મામુલી ચાર્જ ગજા ઉપરાંત જણાય તે કમી કરવામાં આડા આવવામાં સૌંદર્યતા સમજી ઉપરોક્ત અપકૃત્યોપૂર્વક

ઉશ્કેરણીઓ તુષ્ટિ પુષ્ટિ વા, પડદા પાછળ રહી ઇસારાથી પણ ઉત્તેજીત કરી લોક લડાવવામાં પાસ થયા, હતુ નો'તું ખરૂં-ખોટું, હા-ના સાચા જુઠાનો એકડો નક્કી કરવાના વ્યાપારોની જીકકરોનો ખંતી થઈને તેના કોરસ્પૉન્ડેન્સ ઠેઠ ઇનસાફી કોર્ટો લગી પહોંચાડયાં, તેમાંજ આનંદ માનતાં ફરી પૂંઠવાળી જોયું નહિ. પોતાનું (આત્માનું) ઘર તપાસ્યું નહિ; જેથી સ્વપ્ને પણ શિષ્ટાચારનું લક્ષણ બાપગોત્રમાં જાણવામાં કયાંથી આવે ? છતી શક્તિએ શાન્તી, સંતોષ તથા આશ્વાસનના સાંભળેલા પાઠો તરફ કોઇ દિન બી લક્ષ કયાંથી ખેંચાય? વાત વાતને શબ્દ શબ્દમાં કસાકસી કરી લાંબું ને લાંબુ વધારે; મુછો પર હાથ મૂકી ખાલી રૂવાબ (ડિમાક) બતાવી ઉત્સુકતા (તલ્લીનતા)ના જોર આવેશોમાં સુખ માને વિઘ્ન સંતોષી, કૃતઘ્ની થાય. અવગુણીને ગુણો દેખાડી કરી ઠેકાણે લાવવાની સાદીરીત આવડે નહિ; એટલુંજ નહિ પણ ગુણના તારને અવગુણમાં ઉતારવાનો ઉપયોગ કરે; દુરાગ્રહીને ગુરૂ બનાવે; વિવેક વિનય જે ધર્મનું મૂળ છે તેને વિસારી ધનની લાલસાએ બહિરાત્મપણે પામરતાથી પોતાના પેટ ઉપર પાપીપણાનો દાર્શનીક આરોપ (ભાર) અને નિરાંત ન મલવાના ઉપલક દાખલા દલીલો મૂકી આત્માને શુદ્ધ દશામાં વાળવાને કાંઇ ન કરે: ખાલી ઠાલી ઠગાઇનો ઢોંગ બતલાવે, ખોટા લેખ પત્રો સાક્ષી પુરાવા, ગવાહી ઉભા કરી કોઇને દુ:ખમાં પાડવા આડુ અવળું બહેરૂં

ઓછું પાપ બુદ્ધિથી બતાવવામાં આવે; ગુણીયેલ પાસે પ-
ળવાર બેસતાં ચોથીયા તાવની ટાઢ ચઢે; અને ઈતર ઠેકાણે
જઈ ગુણી જનોની ઉપેક્ષા કરે, તેમનું હડહડતું અપમાન કરે
એમ તરેહવાર જીવનકળા ગુજારતાં પરાક્રમ પ્રવીણતાનો
પાર આવ્યો નહીં.

## પેટવરામાંથી પુણ્યવરો—હાથે તે સાથે—

એ મહાન બોધનો લાભ લેવા રૂચે નહિ. કોઇને સારી
સલાહ આપી અંતરભાર ઉતારવા જેવી સહાય ન આપે;
અશકય, દુબળાં, ધીમાસથી ચાલનાર ભારવટી તેમજ
બહેરાં આધળાં પાંગળાં મનુષ્યો તથા જાનવરોનો બોજો
કમી કરે નહિ; અનાથને દયાભાવે અને મહંત, મહાનુ-
ભાવો–મહાપુરૂષોને–સામાં આવતાં ઉદાર ભક્તિ ભાવે માર્ગ
સરખો ન આપે, જ્ઞાનનો સંચય કરી તેમાંથી તેના અભિ-
લાષીઓને ન આપતાં બંધીઆર પાણીની જેમ છુપું રાખે
તેથી કોહી કટાઇ જીવડા પડવા વખત આવે.

સદ ઉપયોગ વીના પથ્થર અને સોનું સરખુંજ કરી
સંપાદન કરેલું ધુળ મેળવે. સારાંશ રોગ, જરા, અને મૃત્યુ
આદિ કારણોના વશ પડવા વખત આવ્યાથી અગરતો
કોઈને ન આપેલી વિદ્યાનું અજીર્ણ (અભિમાન) થવાથી
વિજ્ઞાનનો વિસ્તાર થવા દહાડો આવવા પામે નહિ. વિશુદ્ધ
ભાવના (તત્વરહસ્ય)ઓનો સાધક થવાય નહિં, એક સા-

લભર સાલાબાદી કાળમાં પ્રશસ્ય આત્મગોષ્ટિના રોમાંચિત ઉલ્લાસમાં એક દિવસ અમૃત રસ પીવો જાણે નહિં, ત્યારે શું કરે ? તેના ઉત્તરમાં એજ કહેવાશે કે સઘળી લોકરીત વ્યવહારના પરીક્ષક બની નિપુણતા, બાહોશી, જવાંમર્દી દર્શાવી અને અંતરદૃષ્ટિની જ્યોતમાં આભલા જેવડું મીંડું. કહોને ત્યારે બીજું કાંઇ ! વળી મતિભ્રમણા થવા વડે નાના જીવોની દયા ચિંતવી ત્યારે મોટા જીવાત્માઓને અચ્છી રીતે પ્રાણહર દાવપેચમાં રગડી નાંખવા જેવાં હાંસી ઉપ-જાવનાર વિહ્‌વલ, ઉછાંછળી ઉતાવળી દશાનાં કામો કરી નિબીડ, નિકાચીત, પર્યાય શબ્દે ગાઢ, ચિકણાં, પ્રબળ, પ્રાયઃ ન છુટે તેવાં કર્મ બાંધે. ખાવા પીવા ઉંઘવા, કામ વિના ફરવામાં, અન્ય મોજસોખ, ઠાઠમાઠમાં, તાલીયો આપવા લેવામાં તથા કુટવામાં, ચોકસ તાલાવેલી લાગે. શરીર ધ્રુજે અને હાલે તેટલી હસાહસની ઠીઠી કરી દાંત દેખાડવામાં સારૂ લાગ્યું, પણ કોઈને એવા હસાવ્યા નહીં હોય કે જેને લેઇ એકાદનીકે સાર્વજનીકની આપત્તિ આફતો ટળી જતાં કાયમી ફતેહ મંદીના આશીર્વાદો મળે; ઉલટું શુભ ગોષ્ટીઓના સ્થાનોમાં સ્ખલના થવા જેવું શોધતો રહી ટીકા, ટાયલાં કરતો ફરે, બીજું મજુર, વેઠીયા કુલીયો, પોટરોના તથા ચતુષ્પદી જાનવરોના ગજા ઉપરાંત અસહ્ય બોજો વહેંવડાવે કોઇક પ્રસંગે નેક નજરે આરામ રાહાયતની આશીષ લે નહિ; જાનવરોને વીતાડી થકવીને ક્ષોભ પમાડે, દોડાવે;

દરેકે દરેક સરતો કરવામાં, રમવામાં મુખ્ય મેમ્બર બને. તેનાં ઇનામ મેળવે; ઇજારા લાયન્સસો રાખી લોકવર્ગને સરળતા નહીં કરી આપતાં પેટ ઉપર પાટુ નાખે. આવી રીતે અનીતિ, અન્યાય કાવાદાવા યુક્ત જારી વિજારીમાં જારી રહેવાના અને પ્રશંસનીય પ્રમાણિકપણાના દિવસ કેટલા ગયા? અને તેના જમા ઉધારની બાદબાકીમાં કઇ બાજુનો આંક વધ્યો તેના એકાંત વિચારરૂપ સરવૈયું, દરેક મતમાં મનાતી સાલ આખરી દિવાળી બાકી કે સંવત્સરીમાં કાઢયું કર્યું યાદ આવે છે? ના. રે, ના ! ! એવી સંભાવનાની ગંધવાસના નહિ. આટ આટલાં વર્ષો કુવાસના, કુતર્ક, કઠોરપણું, વિતંડાવાદ, વિસંવાદ, વાદવિવાદ, ધિઠ્ઠાઇમાં ગત થયાં એ પુણ્યપાપ તારવવાનો હજુ આગળ ટાઇમ લેવાનું ભવિષ્ય જણાતું હોય તોજ આ હિસાબ કાઢવા ઉપર મૂલ્તવી રાખવું. પરંતુ યાદ રાખવું કે મુલ્તવીનાં ફળમાઠાં છે.

ચિંતવન—

નિશ્ચય દૃષ્ટિએ જોવાતા પરમાનંદી—સચ્ચિદાનંદી મહારાજ જીવણસિંહજી ચાલુ વ્યવહારના પ્રવાસમાં બહોળા પ્રયાસ ઉઠાવી પ્રતિષ્ઠિત પ્રોફેસર બન્યા; અમુક કહેવાતા; સુધારાની સંસ્થામાં, કારખાંનાં, મંડળ અને પેઢીના બાહોશ સંસ્થાપક, નેતા, મેનેજર, પ્રતિનિધિ, પ્રેસિડેન્ટ, મંત્રી, તંત્રી આગેવાન તરીકે નેક નામદાર થયા, કૌન્સીલ, કોન્ફરન્સ, અધિ·

વેશનના પ્રમુખ, તથા સભામાં જ્યુરીમાં, પંચમાં કર્તાહર્તા તરીકે નમુદ પ્રખ્યાત થયા, સરકાર, રાવ સાહેબ, કામદાર કારભારી સાહેબની પદ્વીઓ અખત્યાર કરી સત્તાઓ મેળવી; જેના ખરા ખપોર છે, જેને હામ, ઠામ, દામ, સર્વે સાહિત્યો અનુકુળ છે. જે. પી. બારિસ્ટર વા જેનો ઇંગ્લીશની આખી બારાખડી જેટલા હર્ફોનો ઉપરા ઉપરી ચાંદ મેળવવાનો મધ્યાન્હકાળ છે, એવી પ્રશંસાથી ઓળખાવા લાગ્યા. સારી બેઠકોની સંગતિના પ્રતાપરૂપ કિંચિત પુણ્યોદયના પ્રાગ્ભારથી અંતરાય કર્મનો પડદો ક્ષાંત (પાતળો) થતાં આત્મવિચાર કરવાની જીજ્ઞાસા ખડી થઇ, અને કૃત્યાકૃત્યનો ઉપયોગ (ભાનસાન, સાવધાનતા) આવ્યાથી વીમાશી જોયું, જણાયું કે, મેં કરવા લાયક કર્યું નહિ, ને નહિ કરવા લાયક કર્યાં ગયો. જેમ અજાના કંઠ આગળ લબડતા આંચળ નકામા છે તેમ મારા શરીરના અવયવો પણ નકામા છે, કારણ તેઓ કોઇ પણ મહત્વીક કામમાં ખપ લાગતા નથી. પોતાનો (સ્વાત્માનો) ઉપકાર ઉદ્ધાર ન કર્યો તે નહિ પણ પરનોએ ન કર્યો; વાટનો કે, ન રહ્યો નદીના ઘાટનો એમ કહેવા જેવું થયું, ન મલી માયા અને ન મલ્યા બ્રહ્મ, ન થયો વાદ કે ન થઇ હરિફાઇ, અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ બેઇજત થયો; લાઇલાજે એમ કહ્યા વગર છુટકો કયાં છે! વળી અનુકૂળ પ્રતિકૂળ, પ્રસન્ન, અપ્રસન્ન, ઇષ્ટ, અનિષ્ટનાં ચિંતવન અને ત્રેવડ કરવામાં ગુંચાઇ પડયો સરસાઈ, ચા-

પાચીપ સ્પર્શાસ્પર્શ, અને છુંછાની સફાઇમાંથી હાથ બહાર કહાડયો નહિ, લાડી, વાડી. અને ગાડી નવી નવી કરવાની મશગુલતાની સલતનતમાં વખતને બચાવ થયો નહીં.

શરીર શીથીલ (જર્જરીત) થવા પર્યંત આશાને ઢીલી કરવી નથી અને સહાયતા, સુખશાંતિ તથા ગુન્હાઓની માફી મળવાપૂર્વક પાર ઉતારવા માટેની દ્રવીત ઉદગારોથી અનંત શક્તિમાન પ્રભુજીના [1]ઉત્સંગમાં નમી પડી અરજીઓ થાય છે એ મુનાસબ ગણાય વારૂ ? એક બાજુ સ્વયંભુ રમણ સમુદ્રના પેલે પારના કાંઠા સુધીના તરંગોની રમણતામાં ઝીલવું છે, અને બીજી બાજુ સ્વયંભુ વિભુજી પાસે ત્રણખંડનું રાજ માગવું, એ શ્રૃંગારાદિ ખટરસમાં લયલીન રહી તત્વ પ્રાપ્તીની પિપાસા રાખવા જેવું અને ભકિતના મિષે માલપાણીની લહેરો ઉડાવવાની તાગડધીન્નતાના ઉદાહરણ રૂપ છે. અને તીર્થયાત્રા તથા શુભ ઓચ્છવ મહોત્સવોના ખર્ચ નીમીત્તે કૃપણુતા આચરવામાં આવે એવા અસ્તવ્યસ્ત કારભારથી દહાડો વળે ખરો ? લોક કહેણી પ્રમાણે આટો ફાકવા અને ભસવાના બે ઉપયોગ એકી સાથે થતા નથી. સચ્ચિદાનંદ ને શયતાનને સાથે ભજી ન શકાય, તે વ્યાજબી છે તો હવે આસ્તે આસ્તે ઘડભાગ નરમકર. વળી શાસ્ત્રકાર કહે છે કે જેના મુખ વચનમાં સાધારણ બિભત્સ (ગાળો)ની બદબોવાળી પ્રનાલિકા રાતદી ચાલ્યાં રહેતી હોય તેમને ધર્મ પામવાની લાયકાત આવ-

---

[1] ખોળામાં.

વાને ઘણું છેટું રહેલું છે, માટે જો એ અદબીની પડેલી હેવાઓને તીલાંજલી આપવા વિચાર થતો હોય તો વિધવિધ અભિગ્રહ ટેકના ઉપચારો વડે કરીને બની શકે એમ છે.

થોડામાં પણ ઘણું અન્યત્ર કહેલું છે કે નીચે બતાવ્યાં ત્રણ વાનામાં દઢતા રાખવાથી શ્રેષ્ટ સુખદાતા સમકીત (ભાવ) ધર્મ સહેજે થાય.

(૧) શાસ્ત્ર શ્રવણ કરવાની ઈચ્છા. (૨) ક અવસરે શાંતીથી ભોજન કરનાર (૩) અજીર્ણ વખતે ભોજનનો ત્યાગી.

આ નહાનામાં ન્હાની બાહ્ય સદ્યુક્તિઓ સાચવનારને ધર્મીષ્ટ માનેલો છે. એજ આગળ ધપનારો છે–સમજમાં ઉતારવું જોઇએ કે એક તત્વના સામે અન્ય તત્વ ખડુંજ હોય છે દિન અને રાત, સુખ અને દુ:ખ, ધર્મ અને અધર્મ કર્મ અને અકર્મ–આઘાત પ્રત્યાઘાત, મુર્ખાઈ ચતુરાઇ હા ના–આ દ્વંદ્વોનો તાત્વિક બોધ બીલકુલ દ્રઢતા વગરના મુગ્ધોને કયાંથી હોય? સદા સર્વદા કોઇની કલાઓ સરખી રહેતી નથી. ચડતી પડતી ચાલતી આવી છે, જીવનારને કાળાંતરે મરવાનું તો છેજ. કોઇ દિન ગાડુ નાવમાં તો કોઇ દિ નાવ ગાડામાં એમ અનુભવાય છે. આવી રીતે સમજી પડયું પાનું નિભાવવું, ને સહિષ્ણુતા રાખવી, એ અવશ્ય જરૂરનું છે. મામુલી સુખ દુ:ખની તીવ્ર લાગણીઓને લેઇને ક્રોધાદિ અંતરના ખટ રિપુઓ સામે ધસવાને બદલે બાહ્ય શત્રુ સામે કાં ધસો? અનેક જીવો ઉપર કેર, જુલમો

કરી જાલીમપણું કાં ગુજારે છે? મનને ડગલે ને પગલે મોહજાળ (ઇન્દ્રજાલ) ના મમત્વમાં મુંજવી ચિંતામાં ઝોકાં ખાતું કાં કરે? સહેજ વાતમાં દુષ્ટ (ઘાતીયાં) આર્ત્ત, રૌદ્ર–ધ્યાનોમાં રમણ કર્યું તે યાદ કરો. લગ્નવેળા ઉંઘમાં જવા દેવાય? નીતિ રીતિથી પ્રાપ્ત કરેલ દ્રવ્યનો સદ્વ્યય હરેક પ્રકારનાં સુપાત્રે દાન કરવામાં કાં ન કરે? પોતાના ઉમરા આગળ એકાએક આવી ચઢેલા અતિથિનો નિર્દોષ શુદ્ધ આહારાદિથી સત્કાર કાં ન કરે? યોગ્ય પાત્રોનો ભોગજોગે સંજોગ પ્રાપ્ત થતાં, તેમાં બી બોઇને પસ્તાવો કેમ કરે? વળી પ્રશંસાની આશા કાં રાખે? સત્ પાત્રોમાં બોએલા બીને બદલાની આશાના અંગારાથી કાં બાળે? અઢાર પ્રકારનાં પાપ સ્થાનક, મંદતા અને ઉગ્રતા એ બન્ને પ્રકારે કાં સેવે? જે ધર્મની ફરમાશોની આજ્ઞા ઉઠાવવામાં ઢીલો અથવા શરમીંદો રહેતો હોય તેને શાસ્ત્રીય અસલમાં અસલ વસ્તુતઃ હિતાવહ આશયો (હેતુ) જણાઇ આવતા નથી. સબબ તેની અંદર ચિત્ત શેનું ચોટે?

ખાખરાની ખીસકોલીને સાકરનો સ્વાદ ક્યાંથી માલુમ હોય? કુવામાંના દેડકાને સાગરની વિશાળતાનું ભાન નજ હોય; નવ–કારવાળી કે માળા અને મોહમેદનમાં જેને તસબી કહે છે, તે જેની તેની રીત પ્રમાણે આસ્થા રાખી જપવાનો હેતુ કેટલાંને જ્ઞાત છે?

જવાબ—ઘણાજ થોડાને–આ દુનીયામાં આપણે કેટલાએક પ્રકારે પાપ કરીએ છીએ–અને તેથી ૮૪ લાખ યોનિમાં એકપણ જીવની જાતિમાં કે કોઈ પણ સ્થળે જન્મ લેવાનો બાકી નહીં હોય–એવા અનંત ફેરા ફાંટા કરવા પડે છે, આપણી સંસારીક પ્રવૃતિ ત્રણ પ્રકારે છે–સમરંભ સમારંભને આરંભ અને તેના દરેક મન, વચન, અને શરીરે કરી નવપ્રકાર થાય છે. તે વળી દરેક કૃત, કારિત અને અનુમોદન વડે ( ૯×૩ ) ૨૭ પ્રકાર થાય છે. આ ૨૭ પ્રકારની પાપરૂપ ક્રિયા ક્રોધ, માન, માયા અને લોભે ગુણાતાં ૧૦૮ ( ૨૭×૪ ) પ્રકાર આ એક રીતે થાય છે. તે નિવારણ કરવા નિર્માણ થએલ સુદેવ ગુરૂના ૧૦૮ પ્રકારે સાર ગુણોના મંત્રના સ્મરણ પ્રમાણમાં મણકા હોવાનો હેતુ પુરઃસર છે. તે જાણ્યા સિવાય અને મન એકાગ્ર કર્યા સિવાય ખાલી માળા જપવાથી શું વળે? કહ્યું છે કે—

સાખી.

માળા તો ભલી કાષ્ટકી, બીચમેં પોયા સૂત,<br>
માળા બિચારી કયા કરે, જપને વાળા કપૂત.

અર્થ.

માળા બિચારી જડ છે–સુખડ, સુતરની બનેલી છે. પરંતુ તે ઘણો બોધ આપી સુચવે છે કે "પાપ ધોવા

માટે ૧૨×૮+૩૬+૨૫+૨૭ મળી ૧૦૮ ગુણો સમજી માહરા પ્રત્યેક મણકે દેવગુરૂ ધર્મને યાદ કરે, તેને મ્હારા, મોખરે ત્રણ મણકાનો મેરૂ છે, તે સમ્યગદર્શન, જ્ઞાન, ચારિત્ર રૂપ મુકતી રત્ન છે તેને મેળવી શકે છે. મારા મણકામાં દોરો પરોવાયો છે તેમ ત્હારૂં મન પરોવી ગુણ વર્ય થવાનો દ્રઢ સંકલ્પ કર; આથી ત્હારો સંસારથી છુટકારો થશે. અને સાચું સુખ-મોક્ષ પ્રાપ્ત થશે." પણ જપવાવાળોજ કપૂત થઈ તેનો બોધ ગ્રહણ નહીં કરે તો બિચારી માળા શું કરે ?

---

## પ્રસ્તાવ ૨.

---

### સતકર્મોની ઓળખ.

બીન સમજદાર માણસોને કીયો ધર્મ સારો એ વિચારના વમળમાં કુંદડીઓ ફરતાં અજ્ઞાન અને આકિન રહિત રહી છદ્દ્મ દ્રષ્ટિએ જોવાતા સારી આલમના સઘલા ત્યાગ ને તાબુતના સહકાર અસહકારી ધર્મ પંથ, છએ દર્શનનાં અનુષ્ટાનો, વિધાનો સરખાં જાણી વહેતા ધુમ મારગી મેળની મદાર બાંધી પ્રથમ મંગળા ચરણમાં તેઓ ખીચડો બાફવા જેવું આદરે છે, યાતો અમૂક ધર્મ આપખુદીથી મોટો કલ્પી કાઢે છે.

કોઇ પણ મતાવલંબીને જીવદયા પરમોધર્મના મુળતત્વો રહિતના મુશીબતે પળાય તેવા બાહ્યાચારને ધર્મ-પોષક રૂપે આગળ ધરી તેને ધર્મની શુધ્ધિ વા–સિદ્ધાંત તરીકે પાલન કરાવવાના બુધ્ધિવાદમાં મુકવાથી તે બાહ્યાચારમાં એકચિત્તે ટેવાઇ જવાવડે આગળ વધતા આત્મ સિદ્ધ અભ્યંતર વિષયોમાં દ્રષ્ટી દેવાની તકલીફ લાગવાથી નિઃસ્વાર્થી, નિઃસંગીપણાની બુધ્ધિમાં, ઉપયોગી જીણવટમાં, આંતરીક કલહ કમી કરવામાં નરમ ( ગૌણ ) થઇ જતાં જોઇએ છીએ માટે આચાર કરતાં વિચારને પ્રથમ પદ આપી આત્મ વિશુદ્ધી યા નિજ સ્વભાવની રમણતાને પાત્ર બનવું લેખે છે.

આચાર પાળવો એ કાયાનો વ્યાપાર છે, પણ ખરો વિચાર કરવો એમાં શુરવીરતાની જરૂર છે. એ બુધ્ધિ બહાર-રની વાત નથી. જેમકે પૈસા આપીને જપ તપ કરાવવા જેવા આચારનો બદલો લેવાની સંભાવના રાખવા કરતાં વિચાર કરી પોતાની જાતે યથાશકતી અનુસાર કરી લે. તો તેમાં કેટલી વાતે વિશેષ લાભ છે. ઇત્યાદિ વિચાર કરો જયાં સુધી અંતર દ્દષ્ટીની ભાવના જાગી નથી ત્યાં સુધી ઝાંઝવા જળની માફક તૃષ્ણાઓ વધતી જાય છે. ભાવ અને અનુભવથી છેવટ કૈવલ્ય જ્ઞાનની કોટીમાં આવવાની સાક્ષી મહાત્માઓ વિરચીત સુત્રો આપી રહ્યાં છે.

સર્વને પ્રતિપાદન ખરૂં તો એ કરવાનું છે કે આપણે કલ્યાણ, મંગળ, સુખશાન્તિના મનોરથ કરીયે છીએ તો

તે કયે રસ્તે પાર પડે? ઉંધુ ઘાલી ધુમ માર્ગમાં વર્તીએ છીએ, પણ તેમાં ઘણા ભાગે જીવદયાના પ્રચાર પોષણની કચાશ માલુમ પડે છે. માટે જેમાં જીવોનું જતન કરવાની પ્રધાનતા જણાય તે અંગીકૃત કરવામાં બલીહારી છે.

संसारदुःखतः सत्वान् यो धारयत्युत्तमे सुखे ।

પ્રાણીઓને સંસારના દુઃખોમાંથી બચાવી ઉત્તમ સુખમાં (મોક્ષમાં) ધરીને મૂકે તેને ધર્મ કહે છે. આવા ધર્મને નામે યજ્ઞ યાગાદિમાં નિર્દોષ પશુઓનું બલિદાન આપવાની વિધીઓ સર્વથા જીવોના સંરક્ષણ પ્રત્યે બંડ-હુમલા કરવા જેવી ધતીંગ રૂપ છે—તેવી રૂઢીદ્વારા ધર્મનું અજ્ઞાન માણસો અવલંબન કરી પોષે છે. કેવલજ્ઞાનમય સર્વજ્ઞ વિતરાગ ધર્મમાં જીવન ગાળનાર નિર્ગ્રંથ સંવિજ્ઞ, ગીતાર્થ પુંગવોના શરણે જવાથી અને તેમની છાયામાં રહેવાથી સદ્ ધર્મનો બોધ થાય છે. કષ, છેદ, તાપ. તાડનથી જેમ સોનાની કસોટી થાય છે તેવી કસોટીએ ચડી પરાકાષ્ટાએ પહોંચેલો, સો એ સો ટચનો, સોળે સોળ કળાનો, સ્ફુરાયમાન, એનકાંત વાદથી સ્ફુટ, અજ્ઞાન તિમિર વિનાશક, પૂનિત ધર્મ સાધવા સતતપણે સંગી થાઓ, નિષ્ણાત (માહિતગાર) થાઓ. તેથી દુનિયાના અર્થ (પૈસા ટકો) કામ (પીંડ પોષણ માટે વ્યવહારિક કૃત્યો) માં પણ એની મેળે બરકત આવશે; સર્વ ઠેકાણે વાહ વાહ થશે, એમાં જરા પણ સંદેહ ન રાખો. જે તીર્થ યા દેવવડે કર્મ ક્ષય થઇ

પાર ઉતરી પરમપદ પમાય; અર્થાંત તારે તે તીર્થ, જે આત્મ સ્વરૂપ ઓળખાવી સુધારે તે ગુરૂ. અને જે દુર્ગતીમાં ઝંપલાતાં ધરી રાખે તે સર્વ ધર્મ કહેવાય.

**અભ્યંતર લક્ષ—અનર્થનો ઉપચાર**

ભૂલ્યા હો તો આજેજ ફરી ગણવાને બાધ નથી. જાગ્યા ત્યાંથી પ્રભાતનાં પ્રૌઢ પ્રભાતીયાં ગાવાને ખડા થાઓ. પ્રભાતે નિદ્રામાંથી મુકત–સાવચેત થતાંજ આપણો ઉદ્ધાર કરનાર ત્રીલોકના તાત–નાથ, સ્વામીના ગુણોનું સ્મરણ કર્યા બાદ અવકાશ લેઇને આ ફાની આલમમાંથી છોડાવનાર બાર ચાર અનિત્યાદિ,મૈત્રીયાદિ ભાવનાઓ યાદ હોય તો તેમાં મગ્ન થઈ મન પરોવો. હું કોણ છુ? કયાંથી થયો? મારૂ ખરૂ સ્વરૂપ શું છે? મારૂ કુળ શું? મારે કેવી કરણી કરવી જોઇએ? એનો પણ ભેગો વિચાર કરો; તેમજ પોતાના જન્મદાતા, વિદ્યાદાતા, સહાયક, હિતાર્થી, ઉપકારીને સંભાળો; તેમનાં સુવિહિત આપ્ત વચનો એક પછી એક પાળવાનો ટેક લો. આ કાર્ય દરરોજ મળસકામાં છાપરા ઉપરનાં નેવાં સોના રૂપાનાં થતાં પહેલાં કરવાની આદત પાડો, કારણ તે વખત વાતાવરણ તેમજ મન શુદ્ધ હોય છે. વૈરવૃત્તિવાળા મનુષ્યોનું પણ ભલું ચાહો. આવી રીતે ઉપયોગ રહેવા જેવો ટાઇમ યુકિત પ્રયુક્તિથી મેળવવો ઘટે છે. નહિ કે પ્રસંગોપાત ભાગ દોડ, ખટખટ, ઉશ્કેરણી ટીકા–તવારીખો ખુશામતોમાં મચ્યા રહેવામાંજ સારૂ ધારવું.

આગળ આવી ડોલતા ચોંટી ગયેલા પેટવાળા કંગાળોનું અશન પાન વીગેરે જરૂરીઆત વસ્તુ આપી પાલન કરવું. તેમ મન, વચન કાયાવડે બનતી સારવાર કરવી એમાં ભલીવાર છે.

# પ્રસ્તાવિક વચનામૃત.



રોજ ઉઠીને રાજતંત્ર, દેશ, ભોજન, અને સ્ત્રીઓની વિકથાઓનાં પ્રકરણો ઉપસ્થિત કરવાં નહીં, તેથી ટાઇમ ગુમાવવા ઉપરાંત કોઇવાર આરોપ આવી પડે છે. માટે પારકી વાત કરવી નહીં, આ દુનીયા દોરંગી છે, તેની અંદર જે જે બનાવો થાય તેમાં કશી નવીનતા લેખવી નહીં, ખુણા ખોચરાની વાતોમાં દીવસ ગુજારનાર અને સુણનાર બંન્ને દીવાનામાં ખપે છે, પ્રીશીયારીથી બીન પાયાદાર ચદ્ધાતદ્ધા લૅકચર ચલાવવાથી કે વ્યંગ ( ઠઠ્ઠો મશ્કરી ) માં હા હા હી હી કરી ડહાપણ વાપરવાની વાહવા દેખાવાના પ્રવાહમાં કાચી ઉમ્મરમાંથી કહીંયે ઘડો થાય નહીં. અને વળી કરવા ધારેલું ખાસ કામ વિણસે તે જૂદું-જેમકે લગ્ન ઘડી અને વાવણી તકની રાહ જોઈ બેઠેલાનો વખત ઉંઘ આળસમાં જતો રહે તો તેથી કેટલું નુકશાન પહોંચે છે. તેમ છતાં

ગપાટા સપાટાની ધુનવાળાઓને જન મંડળના ટપલા, ઠું-મ્બા પડયા છતાં ન માલમ કે એવી કફોડી ટેવ ક્યારે છોડશે? ગુરૂજન કહે છે કે—જર, જમીન, જોરૂના વિષયોમાં ડુબનારા, નીચ રસ્તે દોરવાએલા અને ત્રિકાળ દુઃખના વિકલ્પોથી ભ્રમિત રહેનારા, કનકના થાળરૂપી દેહથાળમાં અજ્ઞાનતારૂપી ધૂળ ભરે છે તેના કરતાં જો જીવનને સનાતની જ્ઞાન, દર્શન ( શ્રદ્ધા ) ચારિત્રની વાનગીઓનો થાળ ભરવાની તાલીમ આપી હોય તો ભવિષ્ય સુધરી જાય, તેવું અજવાળામાં લાવવા જેવું કંઇ કર્યું વારૂ? ઉત્તર લેશ નામેયે નહીં. ત્યારે પછી ત્રણ વેદમાં પ્રધાન પુરૂષ વેદ પામી "કુમતિ રૂપ" વાંદરીના બચ્ચાની પેઠે દેહ બચ્ચાને વળગી રહેવાથી ઉત્તમ ઉત્તમ લાભોની ઝાંખી ક્યાંથી થાય? [1]મિથ્યાત્વ તથા અજ્ઞાનતામાં મદમસ્ત બની કદાગ્રહ થંભને વળગી ફુરસદ ન મળવાના બ્હાના નીચે હતાશથી જુઠી બુમ ઠોકીને "જુઓ જુઓ, શું કરૂં, હું ઘરજંજાળના [2]જંજીરામાંથી ઉંચો આવી શકતો નથી. એમ" મુવાલી જેવું બોલવું થાય તે શું સાચું છે? બારીકીથી નજર નાખતાં પોતાનીજ ખામી જણાશે કે મેં તે કદાગ્રહ થાંભલાને બાથમાં લીધો છે, તેણે મને બાથમાં લીધો નથી. તે છોડી દીધા વિના કેમ છુટા થવાય? ઇંદ્રજાળને આલિંઘન દેઈ બચીયો કરનાર બાપડા ડરપોકને આ સુક્ષ્મ બા-

---

૧ સાચી શ્રદ્ધાથી ઉલટું. ૨ લફરૂં.

અતો ન જણાઇ આવવાથી ઉપર કહેવામાં આવેલ એક પ્રકારની વંચક (ઠગાઇની) દલીલો કરવામાં આવે છે-

ઉક્તિ—કપટવડે ધર્મ પામવાની ઇચ્છા, ધુર્તપણે મૈત્રી,
સુખે સુખે શાસ્ત્રાભ્યાસ, કર્કશ સ્વભાવ છતાં સ્ત્રી
તરફનું સુખ, પરને સંતાપીને દ્રવ્યની ઇચ્છા,
ખાતાં પીતાં હરી ભેટવાની આશા.

એ છ વાનાં ચાહનાર વિચારો દયા પાત્ર છે.—

હે આત્મા:—કલ્પીત મનમાની કળ વિકળોનો પરિહાર કરીશ ત્યારે કૃત્રિમ જડતાનો અંધકાર મટી પુરાવામાં ચૈતન્યનો આબેહુબ વિસ્મયકારી વિકાસ થશે. કોઇપણ કુટેવોનો આવિર્ભાવ થવો પહેલવહેલો મુશ્કેલકારી જણાશે ખરો. પરંતુ તેના ઉપાયમાં પરવસ્તુમાંથી મ્હારાપણું અંશે અંશે ઉઠાવી લેવાના માર્ગનું સેવન કરવું જોઇએ તે આપણી સ્વાધીનતામાં છે. તે પ્રમાણે કરવું નથી, અને દિન પરદિન તૃતીયમ ખડાષ્ટકો વધારતા જવું છે તો પછી અનાદિની જડાઈ ગએલી જડતાનાં આવરણો ઓછાં થવા આશા બંધાય નહીં—પાંડુ રોગવાળા જે તે પદાર્થો પીળાને પીળા દેખે, તેમ એક અંગી થઇ સોના રૂપાના ગીલેટવાલી એક ઢાલની બન્ને બાજુએ તપાસ્યા વગર એકલી સોનાની કહેનાર કિંવા રૂપાની કહેવાની હઠ લેઇ બેઠેલાઓના કલેશમાં વધારો થતો જાય છે; વિદ્યમાન કાળમાં સૌંદર્ય દીપાવવાના શોખીનો દેશ, કાળ, જાતિ વિરૂદ્ધના ડ્રેશ અને કેશમાં કેળવણીનો હિસ્સો અર્પી

ફાંકડેરાવ વો. છેલશંકરનો મફતનો ફાંકો રાખતા જોવાય છે. તેમજ ઉમદા કપડાં, કાપ મુકેલા કોટને ઓપતાં આભુષણો માગી લાવીને પણ એક જાતનો કુરસ ચુંગે છે. આવી જાગતી જોત ભાટાઈ બતાવવી એ નાદાન અર્ધ દગ્ધનું કામ છે, વધારામાં છતી શક્તિ, છતી શીલીકે પણ બીજા તરમાલવાળાને જોઈ તેઓના આગળ ચક્રમની પેઠે લાંબા હાથો કરી રાંકડા ઉદગારોથી નાદારી બતાવવી, વા ઝુરી ઝુરીને રોહણાં રોવાના ચાળા કરે, તેવી આદતવાળાએ જરૂર માની લેવું કે તહારા જેવા રળીયા ગઢવીનો ગરીબાઇ છેડો મુકવાની નથી; હમેશાં ખુશામતીયા દુનીયાના દાસ જેવા છે. કારણ જે તે બદલો વાળવાની તેમની દાનત હોતીજ નથી; જ્યાં ત્યાં મોં માથું ઘાલવાથી વસુનો વધારો થતો નથી. ઉલટા તેવી જાતના નાલાયકો પશુ લેખાય છે. જાત, કુળ, રૂપ, બળ, તપ; ઐશ્વર્ય, લાભ અને આઠમી વિદ્યા. એ પ્રકારે મદ કહેલા છે, સિવાય બીજી, તન, ધન, જોબન, રાજગાદી, પરિવાર કીર્ત્તિ વીગેરે વિભુતીઓ જીરવી ન શકાવાથી ઉંચે આભ અને નીચે ધરણી વગર બીજું કાંઈ ન દેખનારા લાકડા જેવા અક્કડ રહી ગુણવંત સંવેગી[૧]-યોગીને નમવા અવસરે શુકન જોવા જેવું કરે છે, તો પછી ઇતર માણસોના સહામું જોવા જાણવાનો પ્રયાસ ઉઠાવેજ શાના.

આ બંડખોરો પુન્યરાશિ વેચી પાપરાશિનો[૧] પોટલો

૧ મુમુક્ષુ. ૨ રાશિ=ઢગલો.

વ્હોરી લે છે. કૃતજ્ઞ[1] સુજ્ઞોના આત્મ આદર્શ (તકતા) માં ઉક્ત કારણોને લેઇ મીઠી નજરે ના જોવાતાં હાડછેડ થાય છે. પોતાનું વખાણ કિંવા અપમાન થાય તે પણ મનની અંદર ટકાવી શકતા નથી. એમ વિવિધ પ્રકારે અને વિધવિધ તરંગોના ખાચકાથી દાસત્વ ભજવવાના ભાજનોની સાહેબી-ના અધિકારમાંથી "અ"ભાગી જાય એ સ્વાભાવિક છે, રે, ભાગ્યશાળી ચેતન, આજ પર્યંત તું મિથ્યાભિમાની, મિથ્યા-ત્વો, હરામી, ઈર્ષાળુ દુર્જનોના સંગ પાસમાં ફામ ચૂકયો છે, જેમ માખી સાકરનો સહેજે મળતો મીઠો રસ લેવાનું તજી ઉડી જઈ વિષ્ટા ઉપર બેસી તેમાં લેપાઇ જાય છે, તેવો લેપાયો, હજુ તો તાહરાં પાછલાં વિતકડાંના કારી ડાઘ ભુંસાયા નહીં હોય તે ભુલી જેંટલમેંનપણાની કાર-કીર્દીના દબદબામાંથી કંઈ ઉણપ ના થાય તેમ માની પ્રપંચ પાસમાં માથું મારવાનો આડંબર રચ્યા માટે કરે છે, ટાપ ટીપ, સુશ્રુષા વધારે કરવાથી ભપકો દેખાતો નથી, કહેવાતી અમીરાઇ કાયમ ટકતો નથી. દરેકની પાછળ ગવાતા કેશરીયા કર્મ રાજવીને ત્યાં **સોનાને તોલવા કરતાં પણ સરસ કાંટો છે.**

જગતના એકેક છુટા અક્ષરનો ન્યાસ[2] કરતાં "જન્મ" ગત થવું." તરવું." એવો થાય છે. દરેક પદાર્થ ઉત્તપત્તિ, નાશ, સ્થિતિવડે યુક્ત છે, અકૃત્રિમ ન્યુનાધિકતામાં મકલાવા જેવું કે ઉદાસ થવા જેવું કાંઇ નથી. અને કુલણજીની કૃત્રિમ

---

૧ કદરવાન સજ્જનો. ૨ ન્યાસ=પૃથ્થકરણ

કુલશ કરમાઈ હાલ બેહાલ થવામાં વાર નથી તે માટે જાગૃત રહેવું. હવે તે ચુકી ઉંચી દૃષ્ટિ પરસ્ત્રીઓનાં રૂપ સરૂપમાં અને નીચી દૃષ્ટિ પરધન હરવાની હણુહણાટ બાળક્રિયા કરવામાં શરીરરૂપી રથમાં મન સારથીએ આત્મા ઈંદ્રના પંચ ઇંદ્રિયોરૂપી ઘોડાઓને જોડયા; પણ આ કબજાના ઘોડાઓને સવળા અધ્યાત્મ રસ્તે ચઢાવી રોષ તોષ ઘટાડવાની ઉચિત ક્રિયામાં ફેરવાય તો આ નિમીત્તવાસી બાહ્યાત્મામાં ઇયળ ભમરીના સંગના* ન્યાયે કાયાદિક નિમીત્તોને શાક્ષીરૂપે રાખી અંતરાત્મા, અને તે પછીની શ્રેણી ચડતાં ચડતાં પરમ આત્માની ડીગ્રી મેળવવાની પાત્રતા આવી શકે—

કરવા યોગ્ય ખટકર્મ, દેવગુરૂની સેવા, સ્વાધ્યાય, સંયમ, દાન, તપનો અનહદ ફાયદો સાંભળયા છતાં બાપુ કયાં સુધી બે દરકાર રહીશ ? આત્મજ્ઞાનનાં ઉપદેશવાળાં શાસ્ત્રો બોધીત એકાદ વ્રત, ટેક વિધિ પ્રમાણે ન પોષવાથી વર્ણ બહાર જેવા કહેવાય છે, અને અવિધિએ નિવાજવામાં આવતું અનુષ્ઠાન "ખુણે બેસી અર્થની સમજણ વગર પાઠો ગોખી જવા જેવું પોપટીયું થાય છે. જુઓ કે વ્હેવહારીક એક હરફ માટે કેટલી ચીવટ રાખવાની જરૂર પડે છે. તે પ્રમાણે મનની ચપળતા દુર કરી ઉત્તમોત્તમ સુત્રો ભાવાર્થ સહીત શીખી ન જાણીયે, અને કપાળમાં ચાંદલાની નિશાની જેટલું કાંઇ ન પાળીયે તો બેવકુફાઈ નહીં કહેવાય ? તસ્દી

---

*ઇયળ હોય તે ભમરી બની જાય છે.

લેઈ પ્રેમલા કુંભારની ટાલ જોવાની ટેક જેવું કંઇ ન કરી શકીયે અને વળી પરની ભલાઇ બુરાઇ મીશ્રીત ચરચા; નિંદા, ચહેરા વહેરા, વકીલાતો કરતા ફરીએ (છાની વાત મનમાં રાખે તે ડાહ્યો) અને પગ નીચે બળતું જોવાય નહીં, એ કેટલી ધિઠ્ઠાઈ છે ? હેય,[1] જ્ઞેય,[2] ઉપાદેય[3] ત્રિપુટીના અધિકારો ગળે ઉતાર્યા છતાં પાળવા વેળા હીહ્મૂઢ બન્યો; વૈરાગી, તપસ્વી, મુનીઓથી પરાઙ્મુખ રહી છેટે ફરનાર સતપુરૂષોનો વિરોધી છે, પૂજ્યબુદ્ધિ ન હોય ત્યાં સુધી સેવાભક્તિના સ્વરૂપનું સ્વપ્નું હોય નહીં, જે કરવું તે ટેવ પડવા ઉપરાંત વધારે ઉર્મી આલ્હાદથી કરવામાં આવે તો મનવંછીત દીવ્યતા પ્રકટ થાય છે. એમાંનું કાંઇ સિદ્ધ ન કરતાં ઘર ધંધામાં ઘેલા થવાથી પેટ પાણી વખતસર પડયું નહીં. અર્થાત—પ્રાપ્ત ખાનપાનાદિ સુખે ખાઈ પી શકયો નહીં, કોહયા કુતરાને કાને કીડા પડયાની પેઠે જંપીને ન બેસવાથી જનતાના દાંતે ચડયો. ધાંધલધમાલમાં કયાસ રાખી નહીં, તોપણ સાંજ પડે મામુલી પેટી પાકીટમાં "શ્રી પરાત જણશે" જે રહેવાનું હોય તેજ રહે છે. જો કે સુપાત્ર ગુમાસ્તો વૃદ્ધિચંદ તેના સંસ્કારી શેઠ ભીખાભાઇનો વૈભવ પોતાના પ્રાણ માફક ફેરવી એક દીલથી જાળવી રાખે છે, છતાં તેને નીમીત્ત મળે પાણીચું–ખડખડીયું પરખાવતી વખતે શેઠજી ભીખાભાઇ સાહેબ હકના

---

૧ હેય=છોડવું. ૨ જ્ઞેય=જાણવું ૩ ઉપાદેય=આદરવું.

પગારથી જાદે ઇનામ અકરામ આપતાં કચવાય છે, આ ખુલ્લો સંતાપ જણાતો હોઈ પણ પૌદગલીક વિનશ્વર વસ્તુઓ માત્ર ભાડાના ઘરની પેઠે વિનાશી, અનિત્ય સમજવામાં વિસ્મરણ થવું જોઇતું નથી; આ જડ પદાર્થોથી બનેલું શરીર એકજ મુદતે છોડી દેશે, એ નિ:સંશય છે. હવે તેનો સારાંશ કહેવાનો જે આત્મા (શેઠ) દેહનો નથી, અને દેહ (ગુમાસ્તો) આત્માનો નથી. એ પણ નિર્વીવાદ છે, પરંતુ તેને સંપૂર્ણતાથી ઓળખી નિજ સ્વરૂપમાં જ્ઞાતા દ્રષ્ટા થવું એ સામાન્ય બુદ્ધિ ધનના ધનીકોથી એકદમ બની શકે તેમ નથી. માટે અમર આત્મા, અને અનંતકાળ સુધી મરવાના સ્વભાવવાળા દેહના સંબંધની ભિન્નતા નિહાળવા બખ્તાવર સત્ય સિદ્ધાંતોપર આરૂઢ થઈ નિદિધ્યાસન—એકતારતા કરવી જોઇએ છે.

## પ્રસ્તાવ ૩.



વિપાકસ્થિતીનું પરિવર્તન થઈ ઠંડાગાર થઈ જવાતાં અંતરધ્વની થવા લાગ્યા. હા, હા, ચેતનરામજી. હવે શેષ વય બાકી રહી, હાડમાંસથી ભરેલ પીંડના દુ:ખ નિમિત શરીર શેરીની ભુલવણીનો ત્યાગ કરવા માટે નિ:સ્વાર્થ શ્રેણીએ ચડવું શ્રેયસ્કર છે. તે પગથાળીએ ચડવાની સમર્થાઇ કયારે કરીશ? સાધક દશાનો આરાધક કયારે થઇશ?

મનથી વિચાર, વચનથી ઉચ્ચાર, અને કાયાથી કરવાના આચાર એક સરખી રીતે ત્રિકરણ યોગની પરિણતીવડે ચારિત્રમાં કયારે મુકીશ? પાપ પુણ્યની ચૌભંગી પૈકી પુણ્યની અગ્રતા છે. તેમાં પણ પાપાનુબંધી પુણ્ય કે જેમાં થોડું પાપ અને વધારે પુણ્યની કરણીનું પરિણામ ધારેલા સાધ્ય માર્ગપર આવે નહીંજ, પણ જો પુણ્યાનુબંધી પુણ્ય કરવામાં આવે તો તેનું ફળ તાત્કાળીક પ્રકાશમાં આવે, અને ઉત્તરોત્તર ચક્રવૃદ્ધિ વ્યાજ જેવું મ્હોટા સરવાળા કે ગુણાકારની સંખ્યા જેટલું વૃદ્ધિ પામે એના પ્રકાર ત્રણ કહ્યા છે તે-અંતઃકરણથી સર્વ પ્રાણી ઉપર કરૂણાભાવ (૧) વિધિવિધાનથી સદગુરૂની સેવા (૨) શુદ્ધ પ્રકારથી શિયળનું રક્ષણ (૩) એ ત્રણ; અને સામાન્ય રીતે, અન્ન, પાણી, જગા, પથારી, વસ્ત્ર, નમસ્કાર, એ છ તથા શુદ્ધ મન વચન કાયાના વ્યાપાર; એમ નવ પ્રકારે પુણ્ય બંધાય છે. એમ સારાસાર જાણ્યાથી, કરણી એવી પાર ઉતરણી, આમ તેમ કહી દેવું ઘણું સોહીલું છે. પણ તે કરવું દોહીલું છે. પૂર્વ ભવાંતરે આળસ કરી બીલકુલ આયાસ લીધેલો ન હોય તેવા ભવાભિનંદીઓ કાયા શક્ત છતે આળસુ પ્રમાદી, સુસ્ત હોય, તેથી કોઇની શીખ અમલમાં મુકે નહીં—કહ્યું છે કે-

રહે લોહ અગ્નિમાં, ત્યાં સુધી રહે લાલચોળ,
પણ અંદરથી નીકળે, તવ કરે શ્યામ ડોળ,

તો પછી રાત્રી ભોજન, અભક્ષ ભોજન, તામસી પ્રકૃતિવાળા પદાર્થો, હોટેલોની બોટેલોની બોટાબોટ, ચાહી ચાહીને ફક કરવા જેવા ચાહના કપ, કીમતી બીડીચો. શેત્રંજ, નાત જાતની ભેળસેળની પાર્ટીઓ વીગેરે સંબંધના ઉપદેશોની અસર દુર દુર જતી જાય છે. આવી વર્ત્તણુંકો અનિષ્ટ છે, શરીરના લોહીનું અને પૈસાનું પાણી થવા યોગ્ય કહી શકાય, આબરૂદારનું આ કામજ નથી. તેમાં વખતની પણ ખરાબી છે. પોતાનો ધર્મ બજાવવામાં કાયર કંગાળ થઇ અધર્મની આસકતીના દોરમાં ઘસડાનારાઓએ ખ્યાલ લાવી કોઇ પદાર્થો જીવનનું ધ્યેયબિંદુ સાધવામાં વિઘ્નકારી; બાધીત હોય, પર્વ પર્વણી વાર તહેવાર વીગેરે મંગલીક કાર્યો માટે જાહેર ભરાતી સંભાવિત સભ્યોની સભા, મીંટીગોમાં વિવેચન થતાં અવશ્ય નીચું જોવું પડે તેવા પદાર્થોમાં મહાલવાનું મુકી દેવું જોઇએ આવી રીતના વિવેકી વિચારો દર્શનાવરણ, જ્ઞાનાવરણાદિ આઠ પડદામાં દબાઇ ઉપશમ પામ્યા છે. જેથી એકલડું મન માંકડું તેમાં ન પરગમતાં વલોવાતું રહી મમતા મંત્રની ગાંઠો વાળવાના દ્વંદમાં અખંડ બન્યું રહે છે. તે ભાત ભાતની તસબીરો તાયફામાં, જીવન જન્મોત્રી અને જીવન ચરિત્રમાં, ફેશન ફરનીચરમાં, ગાનતાન, રંગમહેલ, પોશાક, શૃંગારોના રસમાં ગમગીન રહે છે ઉપરાઉપરી આશકતાના વમળોમાં ધકેલાતાં આવરદામાંથી ૫૦–૬૦ વ્યતીત થયાં, ધોળો ઉ-

જળો દૂત નોટીશ ક્યારની આપી ચુકયો છે, પણ ઠરીને ઠામે રહી હરીભજન કરવાના ઉધારા!! ક્ષણીક આયુનો વર્તારો જોશીઓ દાક્તરોની મદદથી કહાવતાં લાંબુ જણાયાથી બળીયલપણે બોલી જવાય છે કે થાય છે, કરીએ છીએ, કરાય છે, કરવાના દહાડા હવે આવે છે. એવું એવું આંખો ચડાવી સૌને ચખાડે છે, પણ છેલ્લી અવસ્થામાં કૌવત હીણતાથી કાયા કાંઇ કરી શકતી નથી. જન્મ્યા ત્યારથી ચપટી વગાડવા જેટલા સમયનો ભરોંસો નથી તે ધ્યાન બહાર રહે છે. જન્મ્યુ તે જવાનું સાચું છે. એ નિર્વીવાદ બોલમાં બે મત થતાજ નથી. માટે જરાતરા ભાવીભાવના (ભવિતવ્યતા) ઉચ્ચપદના ઉદ્દેશને મધ્યસ્થ રાખી "સત્યમેવ જયતે" એ પૌરૂષિકતા બતાવનારી અપેક્ષાવાળું સુંદરમાં સુંદર વાકય અહનીશદીલમાં ધારી સાધન સાધનામાં વિલંબ કરવો યોગ્ય નથી. આહવા પ્રકારના દૈવિક બળ બક્ષનાર શબ્દોનાં આંદોલનો મંત્રરૂપે ફળે છે.

મનુષ્ય માત્રનો પશુજાતિ સાથે મુકાબલો ઘટાવતાં પંડીતો કહે છે કે–પશુઓને શીંગ અને પુંચ્છ છે. ત્યારે મનુષ્યજાતિને દાઢી અને મુછ છે. આ સરખામણીમાં ઉપર દર્શાવેલ વિવેક વિનયથી બુદ્ધિ ફોરવવાનું વધારે ગણાય, તેવું જાણી સવેળા નેત્રો ઉઘાડી યથેચ્છ ઉપકાર કરવો, ઉપકારીઓનો વળાય તેટલા પ્રમાણમાં બદલો વાળવો, શરણે આવેલાને

સહાય આપવી, વિગેરે વિ, ગુણોવડે ગુણ ગ્રહણ કરવા, નહીં તો પશુમાંને આપણામાં શો ફેર છે? એક ઉંટ જેવા કદાવર પ્રાણીને બારીક કીડા પડયાનું કારણ એક કાળે સર્વજ્ઞ, સર્વ-દર્શી ભગવંત ને પુછતાં તેજ સમયે ખુલાસો મળ્યો કે તે ઉંટના જીવે ગત ભવમાં માછલાં મારેલાં હોવાથી તેને જીવતાં કીડા ફોલી ખાય છે. એકદમ તે પ્રશ્ન કરનાર આસ્તિકસ્થીર થઈ જતાં શાંતિથી વિચારે છે કે હા, હા, ખરૂં મેં એક નિબંધ-દ્વારા મક્કમ કરી લીધું છે, તે આ છે. કરેલ કર્મોના બદલા એક પછી એક મળે જાય છે. એક ખ્યાતા લેખક લખે છે કે.

દ્વૈતતા અથવા આઘાત, પ્રત્યાઘાત કુદરતના દરેક ભાગમાંથી આપણને મળી આવે છે. પ્રકાશ અને અંધારામાં, ટાઢ અને તાપમાં, સમુદ્રની ભરતી અને ઓટમાં, પુરૂષ અને સ્ત્રીમાં, પ્રાણી અને છોડવાઓના શ્વાસ અને ઉચ્છવાશમાં, સજીવન શરીરના પ્રવાહી પદાર્થના વજન અને ગુણમાં, હૃદયના સંકોચન અને વિસ્તરણમાં, પ્રવાહી પદાર્થ અને અવાજની ગતિઓમાં, મધ્યોત્સારી અને મધ્યાભિસારી આકર્ષણશક્તિમાં, વિજળીક આકર્ષણ અને રસાયની આકર્ષણમાં આનાં દ્રષ્ટાંત છે.

---

# બદલો.

---

સોયને એક છેડે લોહ ચુંબકને લગાડો તો તુરતજ

એનાથી વિરૂધ્ધ આકર્ષણ બીજે છેડે ઉતપન્ન થાય છે, જો દક્ષિણ ખેંચાય છે, તો ઉત્તર હઠે છે. અહીંથી ખાલી કરો તો તહીં સંકોચન થવું જોઇએ. અનિવાર્ય દ્વૈતતા કુદરતને વચમાંથી તોડે છે. જેથી કરી દરેક વસ્તુ તે વસ્તુનું અરધું સ્વરૂપ છે. અને તેને આખું કરવા કાજે બીજી વસ્તુ હમેશાં હોય છે—એમ સૂચના કરે છે. જેમ કે ચૈતન્ય જડતા; પુરૂષ સ્ત્રી, એકી બેકી; માનસિક, દૈહિક, સ્વાનુભવ, સારૂં નરસુ ઉચ્ચનીચ; અંદર બહાર; ઉપર નીચે; ગતિ સ્થિતિ, હા, ના વિગેરે વિગેરે.

આ પ્રમાણે આખો સંસાર દ્વૈત છે, તો તે પ્રમાણે દરેક ભાગ પણ તેવો છે. વસ્તુઓની આખી વ્યવસ્થા તેના રજકણમાં દૃશ્ય છે. પાઇન જાતના લાકડાની એક સળીમાં, અનાજના કણ અંદરના તત્વકિંવા સત્વમાં, દરેક માનુષી જાતની પ્રત્યેક વ્યક્તિમાં એવું હમેશાં કાંઇક હોય છે કે જે એક બીજાને મળતું આવે છે. કુદરતી તત્ત્વોમાં જે પ્રત્યાઘાત આટલો ભવ્ય હોય છે, તે પ્રત્યાઘાત આટલી નાની હદની અંદર પણ નિરંતર થયા કરે છે. દૃષ્ટાંત તરીકે પ્રાણી "વિજ્ઞાનશાસ્ત્રીએ એવું અવલોકેલું હોય છે કે" પ્રાણીઓની કુદરતમાં પરમેશ્વરને કોઇ વહાલુ દવલું નથી; પરંતુ દરેક બક્ષીસને, દરેક અપુર્ણતાને, એક જાતનો બદલો સમતોલ રાખે છે—લાંબો માણસ પાતળો છે. ઠુંકો માણસ જાડો હોય છે. આંધળો માણસ કાને તીવ્ર હોય

છે. મૂંગા માણુસની સમજ શકતી તીવ્ર હોય છે. જોટોચ અને ગરહન વિસ્તૃત હોય તો થડી અને છેડા ટુંકા હોય છે—એક ભાગને વધારાના આપેલા ઉત્કર્ષના બદલાને તેજ પ્રાણીના બીજા ભાગને અપકર્ષ આપી કુદરત સમતોલ રાખે છે.

યાંત્રિક શાસ્ત્રમાં બળનો જે સિદ્ધાંત આપણે જાણીએ છીયે. તે વળી એનું બીજું દૃષ્ટાંત છે બળમાં જેટલો લાભ તેટલો કાળમાં ગેરલાભ. અને કાળમાં જેટલો લાભ, તેટલો બળમાં ગેરલાભ—રસાયન શાસ્ત્રમાં એ વળી વધારે સ્પષ્ટ હોય છે. રસાયની પદાર્થોના સ્વભાવમાં જેટલી ભિન્નતા તેટલી તેમના સંયોગમાં સુલભતા, ગ્રહોનાં નિયમિત અથવા એક બીજાનો બદલો વાળી આપતાં પરિભ્રમણ વળી તેનું બીજું દૃષ્ટાંત છે—ઠંડો પ્રદેશ ઉત્સાહ ઉત્પન્ન કરે છે. અ-રસાળ જમીનમાં તાવ, મગર, વાઘ, અને વીંછી ઉત્તપન્ન થતા નથી.

મનુષ્યની પ્રકૃતિ અને સ્થિતિની નીચે પણ આવીજ દ્વૈતતા રહેલી છે. દરેક અધિકતાથી અપૂર્ણતા ઉત્તપન્ન થાય છે. દરેક અપૂર્ણતાથી અધિકતા આવે છે દરેક દુ:ખમાં સુખ હોય છે, દરેક સુખમાં દુ:ખ હોય છે. જે શક્તિ આનંદની ગ્રાહક છે તે દરેકને તેના ગેર ઉપયોગમાં તેટલુંજ શાશન રહેલું છે. નહિ તો શ્રીરામના સહેવાસમાં રહેતાં સીતાજી સુવર્ણ-મૃગનું વેણ શા માટે લે? ધર્મ ધુરંધર

નળરાજા રાજ્યની સરતે જુગટે શા માટે રમે ? ધર્મનું સ્વરૂપ એવા યુધિષ્ઠિર દ્રૌપદીજીની સરતે રાજ્યસભામાં જુગટે રમવા હોડ શામાટે કરે ? દેવે આપેલા વરદાનનો પ્રભાવ જાણવા છતાં ભસ્માસુર પોતાના મસ્તકપર પોતાનો હાથ કેમ મુકે ? અને ચતુર છતાં પણ હનુમાનજીને ગર્વ ક્યાંથી આવે ? જોઇશું તો અક્કલની દરેક મુઠ્ઠીના બદલામાં મુર્ખાઇની મુઠી પણ હોય છે, જે કાંઇ તમે ગુમાવ્યું છે તેના બદલામાં તમને બીજું કાંઇક મળ્યું છે, અને જે કાંઇ મેળવ્યું છે તેમ, તમે કાંઇક ગુમાવ્યું છે. જો પૈસો વધ્યો છે, તો તેના વાપરનારા વધ્યા છે, જો વીણનાર વધારે એકઠું કરે છે. તો જેટલું કુદરત તેની પેટીમાં મૂકાવે છે. તેટલું તેની પાસેથી લેઇ લે છે. મિલકતને મોટી કરે છે, પણ ધણી ભોગવવા પામતો નથી. અપવાદ અને ઇજારાને કુદરત ધિક્કારે છે, સ્થિતિની વિવિધતા એક બીજાને સમાન થઇ જવાનું જેટલું ત્વરિત વલણ ધરાવે છે, ને કોઇ પણ પ્રકારે ઉછાળે ચડેલાં દરિયાનાં ઉંચાં મોજાં સમાન સપાટીએ આવી જવામાં જેટલું ધરાવે છે, તેના કરતાં ઓછું નથી. સમાન સ્થિતીએ લાવી દે એવી કોઇ પણ સ્થિતિ હંમેશાં હોય છે, કે જેને લીધે કરીને ઉદ્ધત, મિજાજી, પૈસાદાર અને નશીબવાળો એવો કોઇ માણસ વસ્તુતઃ બીજાની સાથે એકજ સપાટીએ આવી જાય છે—જો મનુષ્ય જોરાવર અને જન-મંડળને અતિ વિકાળ હોય છે, અગર ખરાબ સહવાસી જેવો યા ઘાતકી હોય છે. તો કુદ-

રત એને સુંદર છોકરાં અને છોકરીયોનું ટોળું આપે છે. તે સંસારમાં હરતાં ફરતાં થાય છે, બાદ તેનામાં એવો પ્રેમ સચેત કરે છે કે તેને લીધે તેનો વિકાળ ઘુંઘવાટ વિનયના નમ્ર સ્વરૂપમાં બદલાઈ જાય છે. આ પ્રમાણે ચીરોડી અને કાળમીંઢ પથરાને નરમ કરી નાંખવાની યોજના તે કરે છે. વરાહને બહાર કાઢી અંદર ઘેટાનું બચ્ચું એ મુકે છે, અને પોતાનું ત્રાજવું હમેશાં સમતોલ રાખે છે.

ખેડુતની કલ્પનામાં એવું આવે છે કે સત્તા અને સંસારની ઉંચી પદવી બહુ સુંદર વસ્તુઓ છે. પરંતુ તે સત્તા અને પદવીવાળા અમલદારને પોતાનાં ઉજળાં વસ્ત્ર અને મેડીને માટે બહુ મોટી કિંમત બેઠી છે. રાજાને રોટલો ખાતાં સંશય રહે છે. પોતાની સઘળી અવસ્થા, ચિત્ત, પોતાના મનની સઘળી નિરાંત અને સર્વોત્તમ શ્રેષ્ટ ગુણોના શ્રેષ્ટ ભાગનો ભોગ તેને સાધારણ રીતે આપવો પડયો હોય છે. દુનીયાની સમક્ષ પોતાનો પ્રસિદ્ધ દેખાવ થોડો વખત જાળવી રાખવાના બદલામાં પડદાની પાછળ જે માણસો ટટ્ટાર થઇને ઉભા છે, એવા એ ખરેખરા ધણીઓ આગળ, ધુળ ચાટી સંતોષ માનવાની તેને જરૂર પડે છે. દુનીયાના સુખમાં દુ:ખ ભરેલું હોય છે. અથવા

---

રજકણ=પરમાણું. આઘાત=જોસ થવો ધક્કો લાગવો.
દ્વૈત=જોડેલું શાશન=જોખમ જવાબદારી.
વરાહ=ડુક્કર.

તો મહાન બુદ્ધિની વધારે વાસ્તવિક અને સ્થાયી ભવ્યતાની ઇચ્છા મનુષ્યો કરે છે તો કુદરતના કાયદામાં એ પણ સ્વતંત્ર નથી. વૃત્તિ કે વિચારની પ્રબળતાએ કરીને જે મહાન થાય છે. અને હજારો ઉપર ઉંચે રહી નજર નાંખે છે, તેને પણ એ ઉંચાઇને માટે ખરાજાત હોય છે.

પ્રકાશના દરેક અંતર પ્રવાહની સાથે નવું જોખમ તેને આવે છે. એનામાં પ્રકાશ છે શું ?—હોય એ પ્રકાશને સાક્ષીભુત એણે રહેવું જોઇએ, અને અનંત આત્માના નવીન પ્રકાશને વળગી રહેવા માટે, જે પ્રેમ તેને તીવ્ર સંતોષ આપે છે તેને હમેશાં તેણે વટાવી જવો જોઇએ. બાપ અને માને, બાઇડી અને છોકરાંને એણે તજવાં જોઇએ. જે વસ્તુ ઉપર દુનિયાને અનુરાગ હોય છે, જેને દુનિયા વખાણે છે, અને જે મેળવવાની દુનિયાને પ્રબળ ઇચ્છા હોય છે તે સરવે શું એની પાસે છે ? તેમની પ્રશંસા તેણે પોતાની પાછળ ફેંકી દેવી જોઇએ. અને પોતાના સત્ય પર પોતાની નિષ્ઠાથી તેણે છોડીને તે પ્રત્યે કહેણી અને ફિટકારના દ્રષ્ટાંત રૂપ બનવું જોઇએ.

આ કાયદો શહેરો અને પ્રજાઓનો કાયદો લખે છે. એની વિરૂદ્ધ વ્યવસ્થા કરવી યા એની વિરૂદ્ધ છળભેદ રમવા કે એની વિરૂદ્ધ થવા એકત્ર થવું એ નિરર્થક છે. લાંબા વખત સુધી અવ્યવસ્થિત રહેવાની વસ્તુઓ ના પાડે

છે. જો કે નવીન દુર્દશાને કાંઈ પણ પ્રતિરોધ જણાતો નથી. જો કે નવીન દુષ્ટતાને કાંઇ પણ અંકુશ દેખાતો નથી, તથાપિ પ્રતિરોધ અને અંકુશ તેનામાં હયાત હોય છે. અને વહેલો મોડો પણ એ દેખાશે. જો રાજ્ય ક્રુર હોય છે તો રાજ્યકર્ત્તાની જીંદગી સલામત નથી. જો તમે દીવાની કાયદો દયાહીન બનાવો છો તો પંચ ગુન્હેગારને ગુન્હેગાર નહિં કરે, જો કાયદાનું બંધારણ જોઇએ તેના કરતાં વિશેષ દયાળુ હોય છે, તો ખાનગી વેર વધી પડે છે, જો રાજ્ય ક્રુર રીતે પ્રજાસત્તાક હોય છે, તો શહેર વાસીમાં રહેલા ઉત્સાહના ઉછાળાથી તેના દબાણને પ્રતિરોધ અપાય છે. અને વધારે ભયંકર જ્યોતિથી જીંદગી પ્રકાશે છે. મનુષ્યની વાસ્તવિક જીંદગી અને મધ્યમ સંતોષ સ્થિતીની અતિશય કઠીનતા અને અતિશય વિલાસથી અળગાપણું ઇચ્છતાં હોય એમ તેમને જણાય છે. અને તમામ જાતની સ્થિતિઓમાં મધ્યમતા સાચવવાની જરૂર જણાય છે સઘળાં રાજ્યોમાં પ્રકૃતિની અસર એકજ હોય છે;—તુર્કસ્તાનમાં અને અમેરિકામાં બધામાં, ઇજીપ્તના અસલ જુલમગારના દ્રષ્ટાંતમાં ઇતિહાસ પ્રમાણિકતાથી એવું કબુલ કરતો જણાય છે કે કેળવણીથી મનુષ્ય જેટલો સ્વતંત્ર થઇ શકે તેટલો સ્વતંત્ર ( મનુષ્ય ) એ વખતે થએલો હશે.

આ દ્રષ્ટાંતોથી એવી વાત સિદ્ધ થાય છે કે આખું વિશ્વ તેના દરેક રજકણમાં (પરમાણું) સ્વરૂપ પામે છે.

કુદરત દરેક શક્તિઓનો સમાવેશ પોતામાં કરે છે. જેવી રીતે પદાર્થ વિજ્ઞાની દરેક દ્રવ્યના રૂપાંતરમાં એકજ નમુનો જુએ છે, અશ્વને એ દોડતો મનુષ્ય લેખે છે અને વૃક્ષને, સ્થિર થએલું કિંવા ખોડેલું માણસ લેખે છે, માછલાને તરતું માણસ અને પક્ષીને ઉડતું માણસ લેખે છે. તેવી રીતે દરેક વસ્તુ ગુપ્ત પદાર્થની બનેલી છે.

સંસારના અનુભવી માણસો સારી રીતે જાણે છે કે જેમ જેમ તેઓ આગળ ચાલતા જાય, તેમ તેમ ફાળે આવતું અને ભાગે આવતું આપી દેવું એજ ઉત્તમ છે. અને નાની કસુરને માટે મનુષ્યોને વારંવાર મોટી કિમ્મત આપવી પડે છે એ તેઓ સારી રીતે સમજે છે, ઉછીતું લેનાર પોતાના દેણામાં દોડયો જાય છે, જે માણસને સો બક્ષીસ પ્રાપ્ત થઈ છે, સો મહેરબાની મળી છે, પણ જેણે એકે બક્ષીસ કે મહેરબાની કોઇના ઉપર બદલામાં કરી નથી, એવા માણસને કાંઇ લાભ તેથી પ્રાપ્ત થયો છે વારૂ? લુચ્ચાઇમાં રમી કે સુસ્તીમાં રહી પોતાના પાડોશીનો માલ, અશ્વ કે પૈસા ઉછીના લેઇ તેણે કાંઇ ફાયદો એથી મેળવ્યો છે? કાર્ય થયું કે તુરતજ એક તરફથી લાભની કબુલત ઉત્પન્ન થાય છે, અને બીજી તરફથી દેણાની કબુલત ઉત્પન્ન થાય છે. એટલે એક ઉંચો છે અને બીજો નીચો છે, આવી સમજ ને સંબંધ તેમની વચ્ચે થવા

પામે છે. થએલું કાર્ય તેની અને તેના પાડોશીની સ્મૃતિ-માં રહે છે, અને દરેક નવો વહીવટ તેની પ્રકૃતિની અનુસાર તેમની વચ્ચે જે સંબંધ હોય છે તે બદલી નાંખે છે. તેથી પોતાના પાડોશીની ગાડીમાં બેસવાને બદલે પોતે પોતાનાં અસ્થિ ( હાડકાં ) ને ભાગી નાખ્યાં હોત તો વધારે ઠીક હતું એમ લાગી આવે છે. અને કોઇ પણ વસ્તુની ભારેમાં ભારે જવાબદારી તેની માગણી કરવામાં છે, આમ તુરત એને માલુમ પડી આવે છે.

જ્ઞાની પુરૂષ આ ઉપદેશને અનુસાર જીવનના સઘળા ભાગમાં વર્ત્તશે. અને એવું સમજશે કે દરેક હકદારની સ-મક્ષ આવવું, અને તમારા કાળની, તમારી બુદ્ધિની અને તમારા હૃદયની દરેક માગણીને મૂલ્યથી ખરીદવી, એમાંજ દીર્ઘ દ્રષ્ટીનો અંશ છે. હંમેશાં મૂલ્ય આપજો, મૂલ્ય આપ્યા વિના કોઇ વસ્તુ લેશોમાં. કારણ કે પહેલાં કે પછી, પણ ત-મારૂં પુરેપુરૂં દેવું આપ્યા વિના ચાલવાનું નથી, તમારી અને ન્યાયની વચ્ચે મનુષ્યો અને બનાવો થોડા કાળ લગી કદાચ આડા ઉભા રહેશે. પણ તમારા મનમાં સારી પેઠે સમજી યાદ રાખજો કે એતો માત્ર વિલંબજ છે. ન્યાય સૃષ્ટીનું બંધારણ છે. સત્ય વિશ્વનું પ્રયોજન છે. જો તમે ડાહ્યા હો, જો તમે જ્ઞાની હો તો જે આબાદીમાં માત્ર વધારે આબાદીજ છે, તે એજ કે વસ્તુ આપણને જલદીથી

મળે છે, તેનો ઘણું કરીને વહેલો અંત આવે છે, એવી આબાદીથી ડરતા રહેજો. અનુગ્રહ કુદરતનો ઉદ્દેશ છે. કલ્યાણ કુદરતની મતલબ છે. પરંતુ જે [1]અનુગ્રહ તમને મળે છે, જે કલ્યાણ તમને પ્રાપ્ત થાય છે, તેના ઉપર કર રહેલો છે. જે વધારામાં વધારે અનુગ્રહ કરે છે, તેજ મોટો છે. ને જે ઘણી કૃપાઓ મેળવે છે, પણ જે બદલામાં એક્કે કોઇના ઉપર કરતા નથી તેજ નીચ છે " અને વિશ્વમાં આ એકજ નીચ વસ્તુ છે " કુદરતની વ્યવસ્થામાં એવું બને છે કે. જેની પાસેથી આપણને કૃપા મળે છે. તેને તેના સાટે આપણે આપણી કૃપા આપી શકતા નથી. અપાય છે તો કવચિતજ આપી શકીયે છીએ. પણ જે અનુગ્રહ આપણને પ્રાપ્ત થાય છે, તે દરેકે દરેક પાઇને બદલે પાઇ. પૈસાને બદલે પૈસો, અને લીટીને સાટે લીટી, કોઇને પણ આપણે કરવાંજ જોઇએ. જે તાહરી આશાએ રહે તેને નિરાશ કરીશ નહીં. તમારા હાથમાં કલ્યાણનો અતિ સંચય ન થઈ જાય તેની સંભાળ રાખજો. કોઇપણ રસ્તે એને એકદમ આપી દેજો કારણ કે ધર્મ રાજનને ત્યાં એકજ અદલ ત્રાજવાં છે.

આ બદલા વિશેના વિવેચનમાં અન્યોઅન્ય થએલ આભારોનો ભાર ઉતારવા અને કોઇના હકમાં આડે ન આવવા વિગેરેનું બહુજ સારી રીતે સ્પષ્ટીકરણ થાય છે. તે

---

૧ કૃપા.

અંતરમાં ઉતાર્યા છતાં પણ જો શ્વાન પુચ્છની પેઠે વક્રતા ભર્યું થતું વર્ત્તન મુકાય નહીં. તો ઠેરઠેર ઉપહાસ્ય થતાં જીવીત એમનું એમ અજંપાપાતના ભણકારાની અશાંતિમાં રહેતાં અવસાનના છેડા સુધી કરજમો ને કરજમાં તણાતા જવું પડશે. તેવણુની લાકડાં કે ઘોર એકે વલે થતી નથી; લેણદારના ત્યાં ભરૂચના ઘોડા બળદ થઈ અગર તો ગુલામી કરીને પણ બારાદવ જેવા ભવ પુરા કરવા પડે. ચાર્વાકો–નાસ્તિકો કહેતા ફરે છે જે–આજનો અસતનો જમાનો છે. આ કળીયુગમાં સત્યથી ચાલતાં જ્યાં ત્યાં ઉપાધિઓમાં ભરાઇ પડી બનવા જેવું થાય છે, કોણ સત્યથી ચાલે છે? આજ તો બોલવા ચાલવામાં ભપકો રાખે તેનું ટટ્ટુ આગળ ચાલે છે. સત્યનો ડાંડો પકડી રહેવાનો પ્રભાવ કોઇ ઠેકાણે નભતો નથી, માટે દુનિયા થાય તેવા થઇએ તોજ ગામ વચ્ચે રહીયે; આવી રીતથી અસત્યનું મંડન અને સત્યતાનું ખંડન કરનાર આ પૃથ્વીતલમાં ભારભૂત છે; આસ્તિકતાથી જોતાં આ રત્નગર્ભા ભુમી ઉત્તમોત્તમ વિશ્વમિત્ર, પુણ્ય શ્લોક વીર નરોથી આબાદ છે, સાચને કયારે પણ આંચ આવતી નથી. સત્યમાં સુખ અને જય છે, સતયુગમાં જ્યારે હજારો વરસ તપ જપ કરવાથી જે કામસિદ્ધ થતું, તે કામ આ ટુંકા ગાળાના આયુષ્યમાં શુદ્ધ મોક્ષ માટેની ઇચ્છાથી આત્મરાજનું અવલંબન લેઇ જો કદાચ કરવામાં આવે તો ગાયના સીંગ ઉપર રાઇનો કણ ટકે એટલા સમયમાં બેડો

પાર થઇ જાય. સવા દોઢીયામાં સુખપાલ મળે એના જેવું બીજું શું રૂડું ? પ્રખર સંયમી શાસ્ત્રવિશારદો કહે છે કે—કહેવાતો કળી અમારે જનમ્યા ત્યારથી સાચા કુંદન સરખો છે, કેમકે થોડી શી ભક્તિમાં પારાવાર ફળ મળી આવે છે. અઢાર કોડીના ફુલની ભક્તિના ફળમાં ૧૮ દેશના સ્વામી થનાર પરમાર્હત બિરૂદ્ધારી કુમારપાળ ભુપાળની એકજ તાજેતર યાદી બસ છે. આ નરેશના નેત્રરૂપ ધર્મદાતા કલિકાલ સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય ભગવાને એક સ્તોત્રના ભાગમાં આ કાળને સ્તુત્ય રીતે વખાણ્યો છે; ત્યારે પછી સમય અનુસાર દીનપ્રતિ નવનવી સામગ્રીઓ હાથમાં આવ્યા છતાં જે બીછાનામાં આરામ મળે તે બિછાનાનો ઘડી પલકમાં તુચ્છકાર કરવા જેવું, અથવા જેમ શ્વાન તરફ પથ્થર ફેંકવાથી તે પથ્થરને શત્રુ જાણી તેના ઉપર ધસવા જાય, પણ ફેંકનાર તરફ લક્ષ આપે નહીં, તેવું થાય છે, જો કે આપણી ખાના ખરાબી કરનાર નજરે નહીં દેખાતા રાક્ષસીઅરિ જેજે અવગુણો છે, તે બંધ થતા નથી. ને બીજા દોષ ખોળતા રહેવું તે ઢંગ વગરનું છે, આ ધર્મની મોસમ, અને અસંખ્યાતા વર્ષોના આયુષ્યમાનોના હિસાબે બે દિવસનું રાજ્ય મળવા જેવો આ વર્ત્તમાન ભવ છે, તેવું જાણીને તત્વ તાણી લેવું. વળી અચેતન એકલ ડોકલ પાખંડીયો કહેવા માગે છે કે "આ ભવ મીઠા, પરભવ કોણે દીઠા" એવા ગાડરીયા પ્રવાહમાં પડી કલ્પનાઓ ઘડે છે કે શરીર સુકાવા જેવાં

ઉપવાસનાં વ્રતો, યમ, નિયમો કરવાથી શો લાભ થાય છે, ઉત્તમ ખોળીયું મળ્યું છે, તે ફરીથી મળશે કે કેમ ? એમ કરી જણાવે છે જે, અપાયમાં ન પડતાં જેમાં આનંદ રહે તે કામ કરવું, અમે હરહમેશ આત્મા, પરમાત્મા જેવો ધારી પરોક્ષ દાવે દેહને સમર્પણ કરી અમારી પ્રવૃતિનાં કામ કાજો કરીએ છીયે, પ્રત્યક્ષ મળેલી લક્ષ્મી અને વૈભવોને મન માન્યા સુખભોગમાં જોડતાં અટકાવવાની કૃપણતા કરવી શા કામની; આવી રીતે પરંપર ગુણરૂપ સાચા મીત્રનો છેહ કરે છે, એ તેમની સમજ ફેર છે. તે શરીરને મદોન્મત બનાવી અતિદ્રીંય—આત્માને ઠગવામાં સમજેલા છે તેઓ શુષ્ક ખંડીત સુખોને તાત્વિક અને સ્થાયી માને છે. સુંઠનો કકડો વેચતાં ગાંધી કહેવડાવવા જેવી આપ મતિઓ ચલાવી તત્વવેત્તા, ધર્મ ધુરંધર, જીવન મુક્તના ઈલકાબી ભક્તરાજ બની જુદા પંથો પાડી ત્રણ જગતને પોતા ભણી તાણી લેવામાં તત્પર રહે છે, આપ ડુબે અને પરને ડુબાવે તેવાથી ચેતતા રહેવું.

ઘણા શિષ્યોનો સ્વામી હોય, સૌને અતિશય માન્યકારી હોય, ઘણી જાતના શાસ્ત્રોનું સબળ જ્ઞાન હોય, પણ મનના સંશય ભાગી શકે નહીં, અપૂર્વ ભાવ કહી શકે નહીં, તેવા નેઠ અનુભવ વગરના શાશન વેરી છે, અને ઘણું બોલનારા લબાડ છે, કેટલાક દ્રવ્ય લિંગીઓ જ્ઞાન પરાયણ, નિર્માયીક જેવા બની ધ્યાન ધરે છે, તે દરમ્યાનમાં કોઇ

સહેવાસીઓ પાસે આવી જાય કે તુરતજ ધ્યાનને ખીંટીએ ભેરવી ગોળગોળ રાગી પાઠોથી આકર્ષી ઓતપ્રોત થઈ જતા હોય છે. અને કોઇ બાહ્ય પરિગ્રહના ત્યાગી થઇ સંસારી મુર્ચ્છા ઉતારી દીધા જેવા લાગે છે, પણ આંખ, નાક, કાન વીગેરે વેઠ ઉતારવાની પેઠે ઝોલાતાં હોય છે, એવા અનાત્મિ પંચ કેશી કે પર્વતોની ગુફાના જટા પોષકો હોય તેમનામાં ઉત્કૃષ્ટ સેવા ભક્તિનો ટકાવ ન હોઇ તેના સેવકોનું ભલું કરી શકેજ નહીં, મુદ્દે જે ઘડીએ માહરા તાહરાની મુર્છા હઠશે તે ઘડીયે ઇંદ્રિય, અનિંદ્રિય પ્રેરીત આરોપીત સુખનો ભ્રમ ટળી અવ્યાબાધનો ભાસ થઇ તેની અભિલાષા તરફ વળશે. સંસારી ચાલતા વ્યવહાર તરફ નજર નાખતાં અવિદ્યાની આંધીના પવન ફુંકાય છે તે લખીએ છીએ.

" નર્કમાં ક્રોધ, ભય વધારે—મનુષ્યમાં માન વધારે, તિર્યંચ પશુ આદિમાં માયા, અને દેવગતિમાં લોભ વધારે રહ્યો છે. " તેનો પરાજય બહાદુર હોય તે કરી શકે છે.

ક્રોધ ચંડાળનું, માન ખરાબ દશાનું, માયા કસાઇ અને કપટી સ્ત્રીનું, અને લોભ એ કૃપણતાનું કામ સારે છે.

## માન વિષે કવિતા.

ચોપાઈ.

ઘર તજી જાયે કો વન, એકાંતે બેસી કરે ભજન;
અન્ન મુકી ફળ ફુલને ખાય, પણ માન તેતો ન તજાય.
સર્વે મરે છે માનના માર્યા, માન આગળ કૈક હાર્યા;
એવા માનને મેલી મહંત, ભાવે ભજે શ્રી ભગવંત.

---

અનિંદ્રિય=મન.

ભૂલાવામાં પડી સ્વાર્થ અને પરાધીનતાથી ભરચક ઓઘ-સંસૃતિ (સંસાર) ની ચેષ્ટાઓમાં દીવસોના દીવસ, વર્ષોનાં વર્ષ સંચરી જાય છે; ઘોર નિંદ્રામાં ક્યાં લગી ઘેરાવું ! જાગૃતિના પડખે રહી કાળે કરીને થાય તે જોતા રહેવું, પુર્વો પાર્જીત કર્મ કરે છે તે થાય છે, પણ હૃદયમાં ચિંતવ્યા પ્રમાણેજ થવાનો અત્યાગ્રહ કરી ક્ષોભ કરવો ઉચિત નથી, જીવરૂપ દડાને કર્મરૂપ ગેડી નચાવે છે. માટે આ લોકમાં ધર્મ માટે યત્ન કરતાં પણ મનુષ્યોને દૈવયોગે કદાચ વિપત્તીઓ આવી પડે તો તે દુર કરવા વિશેષે કરી ઉપાય કરતાં નિષ્ફળ થાય તો હસતાં કે રોતાં આમંત્રેલો ઘરનો પરોણો પાછો જાય નહીં તેવીજ રીતે તિથીવાર જોયા વગર નોંતરાએલો કર્મરૂપ અતિથી–મેમાન આવે તેમાં ખેદ કે અરૂચીને અવકાશ આપવા કરતાં માનપણે હિંમ્મત રાખવી.

**विध्यत्ते यद् विधिस्ततस्या, न्नस्यात् हृदय चिंतितं;**
**एवमेवोत्सुकं चित्त, मुपायां श्चिंतयेद् बहून.**

સદાકાળ જન્મ મરણ, દારિદ્ર, ધન એ પોતપોતાને અવસરે એની મેળે આવીને ઉભુ રહે, છે, તરૂવરો કાળે વધે છે, ને કાળે ફળે છે, બચ્ચાં કાળે બોલે છે, ને કાળે ચાલે છે, તે અન્વયી સુધારો કોઇથી થતો નથી, દ્રવ્ય રોગીને હવા, દવા, મંત્ર અને અડધી જંત્રની મલી ૩ા દવાઓ ૩ા કરોડ રોમરાયનાં ૬,૧૨,૫૦૦૮૦ દરદો માટે અજ-

માવી જોતાં અસર લાગે વા, ના લાગે પરંતુ વિધિમાં લખ્યા કિંપાક, વિપાકો ભોગવવા પડે, તેમાં અધીરા ન થતાં પોતાની અનુકુળતા પ્રમાણે થવાનું, હોવાનું, મિથ્યાભિમાન વર્જવું. મનનો ડંખ ઉતારવા જેવી ધર્મ બુટ્ટી (નોળીયાને સાપનો ડંશ ઉતારવા કુતરી નામની વનના ઘાસની બુટ્ટી સુંઘવાની જરૂર પડે છે તેમ) દેવસ્થાન, ધર્મસ્થાનોમાં જઇ મેળવવી, ને તે બુટ્ટી અભ્યાસપૂર્વક સુંઘવી કે અંતકાળની અણીના શ્વાસોશ્વાસ સાથે એકમેક થઇ જાય. રખે ! બની બનેલી વાહવાહ ઉલટી થઇને હવા હવા થઇ જાય ! ! ! આહવી ઝીણી વાતો બે વાકેફોને એકદમ કહેવાથી તેને અવળી લાગે છે; જેમ, ઘરનાં છિદ્ર, મંત્ર, ધન, આયુષ્ય, મર્મવચન, મૈથુન, ઐાષધિ, માન, દાન, અપમાન, પોતાનો ધર્મ–એ વગર વિચારે જાહેર ન કરતાં ગોપવવાનું કહેલું છે. તે ઉલટું ભાસે છે. આ લેખમાં મીઠી મીઠી વાર્તા આવેલી હોવાથી તે લગતું ભિન્ન ભિન્ન ચર્ચાવાથી અસ્થાને નહીં ગણાય.

સુખદુ:ખની આવક જાવકના અભ્યાસીઓ સહેવા પડતી હોળીયોથી ઉભગા[1] થઇ તર્ક વિતર્કમાં વિમાસી અટકી પડે છે કે અમારે જોઇતું સાધન નથી, અને છે તેમાં પણ કેટલીક ફાંસોથી વિપરીત છે, તે જણાવીએ છીએ.

૧ કુગ્રામવાસો—એટલે સારા નરસાની જ્યાં કિંમ્મત ના હોય, અને ચીજ વસ્તુ જોઇતી ન મળે, તથા સતસમા-

---

૧ કંટાળી.

ગમ, દીવો, ધૂપ, સત અનુષ્ઠાન, તથા દાનનો પ્રચાર નહીં હોય.

૨ કુરાજ્ય—બીન ગુન્હેગારને શીક્ષા થાય, તેમ આબરૂ હીનતા થાય તે.

૩ કુભોજન—વાશી, અભક્ષ. (સાત્વીક ન હોય તે.)

૪-૫-૬—કુભાર્યા—ઘરની ઓરત લંપટ, કલેશી હોય તથા દારિદ્રપણું આવવાથી કંગાલિયત આવી કરજ વધી પડયું હોય તથા બહુ દીકરીઓની સંતતિની પ્રવૃત્તિમાં રહેવા પડતું હોય,

એ છ બાબતો નરક રૂપી દુઃખદાયી છે.

" વળી સ્વામી કદરદાન ન હોય, સેવક કહેવા મૂજબ ન
" કરે, પરવશપણું એ ત્રણે સલ્યો (સાલ) છે, તેમજ વળી જ્યાં
" છોકરાં લઢાલઢ કરતાં હોય, બધે સ્થળે પાણીનો ભેજ
" હોય, આંગણામાં કાદવ હોય, સજ્યામાં માંકડ હોય,
" અને ભાવે તેવું રંધાતુ ન હોય, ધુમાડાથી આંખો લાલ
" થતી હોય, સાસુ લઢતી હોય, ન્હાવાનું ઉન્હુ પાણી
" છાંટો પણ મળતું ન હોય તેવા ગૃહસ્થાશ્રમને ધિઃકાર.

આવાં નડતરોથી શોકાતુર રહી કાંઇ કરી શકતા નથી, આ પ્રમાણેના વિકારોમાં રહેનારને કાંઇ સુઝ પડતી નથી. તેઓ બિચારા દયાને પાત્ર છે; સમજદારો મનને કાબુમાં લેઇ તેવું કાંઇપણ ન ગણકારતાં વખતને માન આપી અવિકારી જોવામાં આવે છે, તેવા વંદનીય જનો, જે થાય તે

સારાના માટે થતું હશે, એમ વિશ્વાસ રાખે છે. તેઓ ધન ઉપકારને માટે, અને ઘડપણ આવે તો નિવૃત્તિ માટે, આપત્તિઓ વૈરાગના કારણ માટે, વેરી, ક્ષમા સારૂ અને મરણ પરિગ્રહ ત્યાગને માટે ગણે છે, ઇંદ્રિઓને વશ રાખી ભારે કર્મોથી ન્યારા રહે છે. તેઓ સંસારમાં સાર શોધે છે.

ગૃહસ્થોનું દીનકૃત્ય.

વિનયશ્રુત તપ થકીં, આચાર ચોથો જાણ,
વિટાઇ રહે સજ્જન સહી, દુઃખ દોહગ લે ત્રાણ.

## મુની

ઇંદ્રિય વિષય આસંસના, કરતા જેહ મુનિલીંગ
ખુંચ્યા તે ભવ પંકમે, ભાખે આચારંગ

**નિષ્કામ આચરેલી તપસ્યા, સમ્યક્ પ્રકારે ભણેલું શાસ્ત્ર, અને સારી પેઠે પાળેલું વ્રત એ ત્રણેનું ફળ સમાધિ મરણ કહ્યું છે.**

આ પ્રમાણે વચનામૃતો સમાપ્ત કરતાં તેની અંદર પુણ્યનો અનુબંધ થાય તે, સતથી ચાલવાની આવશ્યકતા, ધર્મ બુટ્ટી, સમાધિ મરણ વીગેરે સંબંધમાં વિવેચન થયું છે. તેનું મનન કરી દેહાધ્યાસ ઘટાડી આપ સ્વભાવમાં મગ્ન થઇ રહેવું.

# કર્મવ્યપદેશ. ( ફેરફાર. )



તાર્થ સંવિગ્ન ગુરૂ સમજાવે છે કે—દરેક કર્મ ક્લિષ્ટ તિવ્રતાએ કરેલું વહેલું, અને મંદતાવાળું મોડું શુભાશુભ ( પુન્ય પાપ ) રૂપે ભોગવાય છે, જીવને અનાદિ અનંત ( મગસેળીયા પથ્થર જેવા અભવ્ય ) અનાદિ સાંત ( રાગદ્વેષની ગાંઠનો ઘાંટો ભેદ્યા પછીની સમક્તિદશાવાળા ) અને સાદી સાંત ( તેરમા ગુણસ્થાને (ભુમિકાએ) ક્ષાયીક ભાવે આરૂઢ (જીવન મુક્ત)ની છેલ્લી અંતર મુહુર્ત સ્થિતિ ) એ ત્રણ ભેદથી કર્મનો સંબંધ જણાવ્યો છે, તે પછી નિર્વાણ મુક્તિ થઇ સાદી અનંત સિદ્ધ ગતિ થાય છે કે જ્યાં જન્મ, જરા, મરણનો છેડો આવી જતાં અજર, અમર, અવિનાશીપણું રહેલું છે.

આ જગતનાં પ્રાણીઓ કર્મનાં ફળની પરંપરાએ ઉત્તરોત્તર એવું ભોગવે છે કે, નવાં બાંધે છે. ને જુનાં ભોગવે (વેદે) છે ને કેટલાંક કર્મો એવાં છે કે એકવાર બાંધેલું કર્મ સેંકડો વખત ભોગવવું પડે, અથવા એકવાર ભોગવીને છુટી પણ જાય, વળી કેટલાંક કર્મો જેવાં બાંધ્યાં હોય તેવાંજ ભોગવાય છે અને કોઇ અન્ય રીતે; મતલબ કે કર્મ ચક્રના ફેરફારના અંગે આખો સંસાર ચાલે છે.

તેની વિચીત્રતા કેવળ જ્ઞાનીઓ જ જાણી શકે. સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ વિગેરે આ કહી શકાય. પાપનું વર્તન ચાલુ રાખી તે નાબુદ થવાના આશયથી પુન્ય કરવામાં આવે તો પાપનું ફળ ભોગવવામાં કદાચ વિલંબ થતો હશે પણ તેના જમાં ઉધારની બાદબાકી (વિશ્લેષ) થવાનો હિસાબ કે નિયમ કાંઇ મુકરર કહી શકાય નહીં. બલ્કે ઉગ્રતાએ કરેલું પુણ્ય પાપના ફળને મંદું પાડે, ઉગ્રતપસ્યા, ઉગ્ર ધ્યાનથી શાસ્ત્રમાં વર્ણવેલાં આઠ પ્રકારનાં આત્મસ્વરૂપનો ઘાત કરવાવાળાં ઘાતી કર્મોનો નિમેષ માત્રમાં ( આંખના એક પલકારામાં ) ક્ષય કરવાને જ્ઞાનીઓ સમર્થવાન છે.

સત્તામાં (સંચિત) રહેલાં કર્મનાં ખાતાં નિરનિરાળાં વ્યપદેશ રહીત ચુકવાતાં જ્યારે ભરપાયા નિરન્તર આવી જાય ત્યારેજ અનંત જન્મ મરણનું દુઃખ છે તે રહેતું નથી તેથી વિચારવાનું એ છે કે—આ ફાની તોફાની દુનિયામાંથી મહાત્માઓ જુના દેહ પાંજરાને રાજીપાથી છોડી નવા સ્વસ્થાનમાં જવાના ઉદ્દેશ રૂપ પંચત્વને પામે છે ત્યારે પુણ્ય પ્રબળતાથી સુગતિ કે સ્વધામ થયાનું આ લોકમાં કહેવાય છે. ઘાતિ ૪ અને સંસારી હયાતિને આશ્રી અઘાતિ ૪ મળી આઠ કર્મોથી મુક્ત થઇ પાંચમી શીવ ગતિમાં જનારા સિદ્ધાત્મા–સચ્ચિદાનંદને શરીરની, મરણની કે ફરીથી અવતાર લેવાની ઉપાધીઓમાં પડવાની જરૂરત રહેતીજ નથી,

સદાનંદ ને અચળિત સુખમાં રમે છે. તેમને કોટીશઃ અનંતવાર પ્રણમીએ.

પુન્ય, પુન્યને અને પાપ, પાપને ભોગવે, એમાં જરાયે આશ્ચર્ય નથી; આત્મવિકાસકોને પાપ ગલીચી ભસ્મ કરતાં સ્વર્ગના સુખ જેવાં પુન્ય વધી જાય તો તે યોગ પ્રયોગના બળવડે ખપાવે છે, અને વસ્ત્રને રેતી લાગવા જેવા પણ નવા બંધ ન પડે તેવા વિવેકથી અધ્યાત્મિક ભાવનાના રસ્તે પૂર્ણ બ્રહ્મ યા અપુનર્ભવ સ્થાનને ભેટે છે. તેમને પાપ મેલના કાળા પાણીની વહેતી પ્રણાલિકાઓ પુરાઇ જવાથી તેની સ્મૃતિ પણ રહેતી નથી, મુળો નાસ્તિ, કુતઃશાખા એ કલ્પ અનુસાર પુણ્યશાળીઓની રીતભાત થઇ જવાથી અશુદ્ધતાની કાળી બાજુ ગ્રહણ કરતાજ નથી. મારફોડના શબ્દ કાને પડતાં પણ પાપ દોષ લાગવા જેટલું ગણે છે. એવા અંતિમ ધ્યેયમાં રમણ કરતાં અક્ષય સુખના ભોગદારી થાય છે.

તત્વના વિચારોમાં ઉલટી બુદ્ધિ રાખનારા અક્કલના દુશ્મનો મુક્તિના દ્વેષી, કૃતઘ્ની, પ્રત્યનીક્ અને નિન્હવો, અભવ્યો (દિવ્ય શક્તિનો અસદ્‌ભાવ છે જેમાં) તરીકે ઉપહાસ કરાવનારા છે, સબબ કે તેઓને અંદરથી પુન્ય આરાધક ભાવનું ઝરણું જરા પણ વહેતું નથી. એવી જાતના અનાત્મા દેહાધ્યાસરૂપી અરણ્યમાં ભુલા પડેલા પંથી માફક રોળાય છે; અજાણુ અને અંધા બન્ને બરાબર છે.

તેથી પ્રથમ રાજમારગ પકડી: મનને ઠેકાણે રાખી બીન જરૂરી વખતમાં આત્માદિ વસ્તુના જ્ઞાનની ગોષ્ટીમાં રહેવું.

બાર ગુણે કરી સહિત અને પાંચ પ્રકારના અંતરાયો તથા હાસ્ય, રતિ, અરતિ, ભય શોક, દુગંછા, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિંદ્રા, અવ્રત, રાગ, દ્વેષ એ અઢાર દુષણો રહીત પતિત ઉદ્ધારણ પ્રશમ રસ નિમગ્ન પરમાત્મ દેવને દેવાધિ દેવ કહીયે, તેમના ગુણની ઓળખાણ કરવાના શુદ્ધ આલંબનોમાં મનને જોડી જ્ઞાન યોગના માર્ગમાં રહી વિશુદ્ધતર ક્રિયાઓ કરવામાં આવે તો તેનું પરિણામ શ્રેષ્ઠ આવે છે, મનને પરહિતમાં પણ એટલે સુધી કેળવવાનું કહેવું પડે છે કે રસ્તે સીધું જોઈ ચાલતાં પગતળીયા નીચે ગેલ કરતી વનસ્પતિ તથા કીડી, મંકોડી પણ આપણાથી નિર્ભય હોવાં જોઇએ. કીડીયોના બચાવ ખાતર હિંદુ મુસલમાન તમામ લોકો તેનાં નઘરાં પુરી કૃત કૃત થતા જોઇએ છીએ, એમ જેમાં જેને વિશેષ આનંદ ઉપજે તેવા પ્રશસ્ત કામોમાં શક્તિનો ભોગ આપવાના આચારની પ્રવૃતિ કરીશું તો તેમાંથી નિવૃત્તિ માર્ગ ખુલ્લો થશે. કર્મો મન, વચન અને કાયા ઉપર આધાર રાખે છે, અને ધર્મ ક્રોધાદિ કષાય ચોરોની નિવૃતી આધારે ટકે છે તથા તેની સાધના પુજન, અર્ચન, તપ, જપ ધ્યાન ઈત્યાદિ ધાર્મિક કૃત્યોમાં મનોનિગ્રહ કરવાથી થાય છે, મનને જે દીશા તરફ અનુકુળ કરીએ તેવા થઇ શકીએ એમાં જરા પણ

ઓટું નથી, તેથી કરી વિસ્તીર્ણ જળ હુળ કરતી આશાઓની હદમાં બંધાવા કરતાં ભવિતવ્યતાના વર્ત્તમાન પ્રોગ્રામને અનુકુળ થવું, કુદરત કોઇના લક્ષમાં આવતી ન હોવાથી તે અલખ છે, જે સ્થાનથાં જે વખતે અને જેવી અવસ્થાથી સારૂં કે નરતું કરવામાં આવે તે સ્થાનમાં તેવા સમયે તેવું ફળ ભોગવાય, એવી પણ કર્મના ભરડોળની સ્થિતિ થાય છે, આ પ્રકારની સરવાળાથી ભાગાકાર સુધીની યોજી કાઢેલી ઘટના નીચે ઉતારી છે.

| | | |
|---|---|---|
| ૧ | બાળ બચપણની સગીર વય. | અસાવધ છે. તેથી ઉંઘતાં જાગતાં બાળકો મળ મુત્રમાં પડી રહે અને ધુળમાં રમતાં, કાદવમાં રગડાતાં, અશુચિમાં આળોટતાં પછડાતાં લાગેલાં કર્મો, પાછલાં ભેગાં ઉમેરાવાથી સરવાળો થાય છે. |
| ૨ | જોબનવય. | ભણુવા ગણુવા વડે સમજણમાં આવવાથી જ્ઞાન અબોધતા અને સાવધતા, અવિદ્યા કમી થવા પુરતી બાદ બાકી થાય છે. |
| ૩ | પુખ્ત યા મોટી વય. | સદાચાર, સુમતિ, સત સમાગમના ગુણે કરી ગુણ વૃદ્ધી થઇ વર્ગમૂળ જેવો ગુણાકાર થાય છે. તેમાં યોગ્યતા પ્રમાણે ઉત્તેજન મળી શકે છે, |

| | |
|---|---|
| ૪ વૃદ્ધ યાને જૈફ વય | કુટુંબ જાળના મોહ વિકારમાં અત્યંત લપટાઇ આળસ, પ્રમાદપણે અને શરીર બેહાલ પડયાના લીધે મેળવેલ ગુણોમાં અમુક ભાગની ત્રુટી પડી ભાગાકાર થાય છે. |

ગુણાકાર પછીના ભાગાકારના અંતે જે શેષ રહ્યું તે અંતિમ ધ્યેય તરીકે તરીને બહાર આવે છે. અને તે પ્રમાણેની ગતિ થવાનું જાણકારો અટકળી કાઢે છે. ચહેરો, વાચા અને વિકસ્વર થતાં અંગોપાંગનાં ચિન્હોથી માલમ પડે છે, કદાચિત સારી નિશાનીઓ ન જણાયતો રોતા આવ્યા અને રોતા જવા જેવું થાય છે; ધર્મથી વાંઝીયાઓનો ધાન્યમાં ઘાસ અને પરાળની પેઠે જન્મ નિર્થક છે. આખી ઉમ્મર સુધી સાંભળ્યું, શીખ્યું, તે કાન અને આંખો ફોડયા જેવું, નર ફીટી નરકમાં જવા જેવું છે. આવી તુલના પોતાના આત્મા સાથે નિરાંતે બેસી કરવી, હજુ પણ કાંઇ છેલ્લા સરવાળે તારવવું હોયતો નવનો ઘડીયો પુરો થતા સુધી એકથી દશ સુધીનાં પલાખડાંના જવાબના દરેક બન્ને અંકનો સરવાળો નવને નવ થાય છે. તેવી રીતે શુભ શુદ્ધ દાન પુન્યની અટલ પ્રતિજ્ઞાઓ લેઇ તેનું સેવન કરવું.



# સદ્ ભાવના.

ચોસઠ દીવા જો બળે, બારે રવિ ઉગંત,
અંધારૂ છે તસ ઘરે, જે ઘર ધર્મ ન હુંત

રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત,
જેસી જીનકી ચાકરી, એસા ઉનકુ દેત.



પહેલા કાવ્યનો અર્થ સમજાય તેવો છે, બીજો દુહો પ્રચલિત છે. એનો અધ્યાત્મીક સુક્ષ્મ અર્થ—આત્મારામ સાહેબ ઇંદ્રિયોરૂપી ઝરૂખામાં રહી દેખી સાંભળી રહ્યા છે. અને સુશાશન ચલાવી દેહથી થતી વાસનાઓ વ્યવહારથી ભોગવાવી રહ્યા છે, અને પ્રાણીયો પ્રાર્થના મુજબ ફળો ભોગવી રહ્યા છે. તેમાં પણ જે ફળ તથા ફળના સંદેહ રહિત આત્મ સ્વરૂપને સાધે છે, તેને શાશનરસી કરે છે.[1] તેથી જે જે સુક્ષ્મ સ્થુળ નજરે દેખાય છે તેને એક બ્રહ્મરૂપ જોનારા આત્મ હિમાયતીઓ આપ વેદના અને પરવેદનાને સરખી સરખી ગણી જુ, જીવડાં, માંકડ, મચ્છર વીગેરે અપરાધીઓની પણ પુત્રની પેઠે સર્વ પ્રકારથી રક્ષા

---

૧ હજુરમાં રાખે છે.

કરે છે. તેને મનનું ધાર્યું થાય છે. પણ માંતામાં પ્રેમના બદલે દ્વેષની માફક જેમે પોતાના અથવા પરના આત્માની દયાજ નથી આવતી તેવા નિર્દય પ્રાણીઓને દુઃખના ડુંગરા પરંપર ધસી પડે છે. તો જે હિંસાવિકારી પ્રાણીઓનો વિનાશ કરે છે, તે ભયંકર નર્કમાં પડે તેમાં શું આશ્ચર્ય !

બળી યજ્ઞમાં સચેતનને હણનારા પણ શ્રુતિ (વેદ) નો ખરો તત્વાર્થ ન સમજતાં જીવન નૌકાની પુર્ણાહુતીના ગારવની મુડીમાં ટોટો ખાઇ નીચલી ભુમીમાં જવા જેવી યાદગીરી કરતા જાય છે, પશુઓને હણીને તથા લોહીનો કાદવ કરીને સ્વર્ગમાં જવાતું હોય તો મેદનીભરમાંથી કોઇ નર્કે જાય ખરૂં ? આ દેખીતીલીલા–મોહ માયાની અંદર શરીરની કસોટી કરવાની છે, શ્રીહસ્તિનાગપુરના મેઘરથ ચક્રવર્તી રાજાએ એક પારેવાને શીકારીના પંઝામાંથી બચાવવા માટે પોતાના શરીરના ટુકડે ટુકડા કરી ઇંદ્રજાળથી પરિક્ષા કરવા આવનાર એક દેવને તૃપ્ત કર્યો હતો, માયા કપટથી પારેવાનું વજન દેવ વધારતો ગયો તેમ તેમ રાજાજીએ વજનના ભારોભાર કાયાને કાપી સમર્પણ કરી. એવી રીતે શાંતનું વીગેરે બલીષ્ટ શલાકા પુરૂષો ઘણા થઇ ગયા છે, કે જેમણે સ્વશરીરની દરકાર પરમાર્થ માટે કરી નથી, અને અહીંતો પ્રભાતના ગણેશ મંડાણમાં લીલુંછમ દાતણ તોડતાં તટતટ કટકટ થતા નાદના પ્રસારૂપ

ચેતનના ખ્યાલથી માંડીને ઠંડી રાત્રિના સમયમાં વાચાવિનાના ઝીણા જંતુઓના જે આપણા કાને પડતા ગુણગુણ સુરથી પ્રભુ ગુણનું સ્મરણ કરાવનારાઓ વિષે અંધેરમાં ચલાવાય છે, સુખકર દયાવેલડીને ઉછેરતા નથી તેઓ વિલક્ષણ જ્ઞાતા હોવાના દાવાનું જુઠાણું કરે છે. તેમના પર દેવો અપ્રસન્ન રહે છે આત્મ રૂચીરૂપ સમ્યગ દર્શન, સ્વસંવેદન રૂપ સમ્યક્ જ્ઞાન, પરમરસી ભાવમાં નિશ્ચળ સ્થિરતા રૂપ ચારિત્ર એ ત્રણ રત્ન વિભુષિત નિશ્ચયાત્મને જાણવાને તેઓ પાત્ર નથી આહુવીજ બાબતો માટે શિવપુરાણ, મહાભારત ગ્રંથ, માર્કંડ પુરાણ, ભારત ગ્રંથ, વિષ્ણુપુરાણ વિગેરે, તથા મનુસ્મૃતિના હિંદુ શાસ્ત્રોના અધ્યાયોમાં મદીરા, માંસ, રાત્રીમાં અન્ન જળનું ભોજન પાન, કંદ મૂળ, બોરઅથાણુ, લસણ, ગાજર, પ્યાજ, પિંડાળુ, મધ, માખણ, રીંગણ વીગેરે ત્યાજ્ય કહ્યાં છે. (એ સર્વ ધર્મનાં ખાસ અંગો છે) તેનું આ ઠેકાણે બહુધા વર્ણન નહીં લખતાં ટુંકામાં જણાવ્યું છે, ગુરૂગમથી જાણી સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે.

\+ \+ \+ \+ \+

કહ્યું છે કે યજ્ઞમાં ખરેખર પ્રાણીનો વધ છે, તેમાં પ્રાણીયોની હિંસાજ થાય છે, વિષ્ણુદેવ કહે છે કે યુધિષ્ઠિર ! ઇંદ્રિયોરૂપી પશુ કરીને તથા તપ રૂપ વેદી બનાવીને, અને દયારૂપી આહુતિ કરીને હું આત્મરૂપી યજ્ઞ કરૂં છું.

\+ \+ \+ × \+

આ દુનિયામાં "હું મરી જઈશ" એવા વિચારથી માણસને જે દુઃખ થાય છે, તે અનુમાન ઉપરથી પરજીવનું પણ રક્ષણ કરવું યોગ્ય છે, સૌને સુખની ઇચ્છા છે.

\+ + + + +

વિષ્ટામાં રહેલ કીડાને તથા દેવલોકમાં રહેલા ઈંદ્રને જીવિતની ઇચ્છા સરખીજ છે. કોટાકોટી દ્રવ્ય ગ્રહણ ન કરતાં પ્રાણીગણ જીવતરને વધારે ચાહે છે.

\+ + + + +

પ્રાણીયોપરની દયા જે કંઈ અમુલ્ય લાભ કરે છે. તે સઘળા વેદો, સર્વ યજ્ઞો, તથા સર્વ તિર્થોમાં કરેલાં સ્નાનો પણ કરી શકતાં નથી.

\+ + + + +

કેવળ જળના સ્નાનથી શુદ્ધ થવાનું નથી ! સંયમ રૂપી પાણીથી ભરેલી, સત્યને ધારણ કરનારી, શીળરૂપી કાંઠાવાળી તથા દયારૂપી મોજાંવાળી એવી આત્મારૂપી નદીમાં અભિષેક કરવાથી અંતરાત્મા શુદ્ધ થાય છે જળથી પવિત્રતા પાંચમા નંબરની એટલે છેવટની છે.

× × × × ×

જેટલું પાપ એક વર્ષે મચ્છી મારનું થાય છે, તેટલું પાપ એક દીવસ અળગણ પાણી વાપરવાથી થાય છે.

આ સરવે આપ આપણાં શાસ્ત્રોથી સાચે સાચું ન લાગતું હોય તો સતસંગમાં ભીના થઈ તેવા શ્લોકો સુલટ રીતે સમજમાં ઉતારવા, એકાંત વાદવિવાદથી કદાગ્રહ વધે છે.

આત્માની અનાદિકાળથી ચાલી આવતી દેહ વારસામાં ઉ-તરેલી ભુલના પરિણામે કર્મના કાટમેલનો થર ચહડી ગયો છે. પ્રાચીન (અતિત) ભુલ કાઢવાની બુદ્ધિ આજે મળી છે માટે મોહની મુજવણ વગર ધર્મ આરાધવો કે જેથી કં-ટાળો આવવા પામે નહીં સત્ય અને અવિકારી ધર્મ સમ-તામય મનશુદ્ધિથી એટલે સ્વતંત્ર અને સ્વાધીન પણે સાત શુદ્ધિ સહીત થાય તો તેથી હાથમાં આંમળાં રહેવાની મા-ફક તેની ખરી ખુબી માલમ પડે છે, અને કલ્પ વૃક્ષની પેરે ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત થાય છે.

સાધ્ય માર્ગની મુખ્યતા દાન, શીળ, તપ, અને ભાવ, આ ચાર સાધનદ્વારાએ બનાવેલી છે.

૧ દાન—હૃદયની વિસ્તારતા. એ ઉદારતા અને ત્યાગ માટે છે, તો શક્તિ મુજબ નિઃસ્વાર્થ દાન કરવું, જે વિના આપણને નભે નહીં અને જે મેળવતાં પ્ર-યાસ કરવો પડે તેવી વસ્તુ દેવાથી ઉદારતા, નિ-ખાલસતા, નિરપેક્ષતા જણાય છે. માટે સુપાત્ર બુદ્ધિ વડે જેને જેની જેટલી જરૂર હોય તેને તે આપવું, દાનસંબંધી ન્હાના મ્હોટા ૫–૧૦ પ્રકા-રમાં અહિંસાપોષક અભય (જીવિત) દાન છે તે પહેલા નંબરે છે, તેનો બોધ પાને પાને થઇ ગયો છે, સિવાય સુપાત્ર, ઉચિત, ઔષધી, જ્ઞાન, અનુ-કંપા, કીર્ત્તિદાન વિગેરે પ્રકારો છે.—તીથી,

પર્વ, વાર, કુવારના ભેદ વગર એકસરખું સુપ્રવર્તન છે જેનું તે અતિથી કહીએ તે અતિથીઓ પ્રાસુક એટલે ફાસુ, નિર્દોષ આહાર પાણીની ગોચરી કરે છે, જે મળ્યું તેનાથી સંતોષ માની સ્વાદ, ટેસ વગર દેહ ટકાવવા ભાડુ આપે છે. આ રીતે દેનાર દાતાએ ભક્તિ કરી કહેવાય, અને જેને જોઈ દયા આવવાથી પરોપકાર કરવાનું મનમાં આવે તે દાનને અનુકંપા કહી શકાય. ન્યાયથી પેદા કરેલા વિત્ત અને શુદ્ધ ચિત્તથી પાત્ર જોઇ ભક્તિ કરવાનો પ્રસંગ ન હોય તો પણ સામાન્ય નિર્દોષી વસ્તુની માગણી દાક્ષિણ્યતાથી પણ સ્વીકારવામાં આવે તો તેમાં કાંઇ સાહસ ખેડવું પડતું નથી. માટે બીજાનું ભલું થવાની ફરજથી કાંઈ અરધું પરધું આપી માગનારને ધર્મ માર્ગે ચડાવવા. સુપાત્ર દાન વર્ણવ્યા છે તે–ચતુર્વિધ શ્રમણ સંઘ, જ્ઞાન, પ્રતિમાજી, જીરણોદ્ધાર, એ સાત પુન્યક્ષેત્રો ખાતે ઉધરેલું દ્રવ્ય વારોવારી વ્યાજ પેઠે ઉત્તરોત્તર ફળે છે.

શ્રી શ્રેણીક રાજા, શ્રીકૃષ્ણજી અને શ્રી શ્રેયાસકુમારનું દ્રવ્યદાન શ્લાઘાગણે અને નિશ્રેયથી પરિણામ પામ્યું છે. પાત્ર ઉત્તમ હોય, મોટી શ્રદ્ધા હોય, દેશ તથા કાળ દાનને ઘટતા હોય, આ સમયે દાન આપનાર વિવેકીને અનંતફળ

દાયક થઇ પડે છે. તેને લક્ષ્મી સ્થિર થાય, દીને દીને નવા નવા ભોગ પામે, ધનની હુંફ મનુષ્યના તેજને વધારે છે ત્યારે તેનો ઉપયોગ કરવાથી તથા આપવાથી તેજ કેમ વધે નહી? એક કોળીયામાંથી પણ અર્ધો ભાગ યાચકોને શા માટે આપવો નહીં ? કારણકે માણસને કયારે તેની ઇચ્છા પ્રમાણે વૈભવ મળે છે? અર્થાત મળતોજ નથી. કહ્યું છે કે જે દાનેશ્વરી દાન દેતાં સ્ત્રીઓના વાર્યાથી અટકી પડે છે તેને દારિદ્ર નજીક આવ્યું જાણવું, એક ધનાઢય માણસ પાલખીના સુખાસનમાં બેસી સધાવે છે, રસ્તામાં જાચકો હાથ ઉંચા કરી કરી માગે છે તેને તે કાંઇ દેતો નહીં હોવાથી તેવા ચીતારને હાડકાના ઢગલાની વૈકુંઠી પાણી આરે લેઇ જવા સમાન લેખે છે.

ધનના ભાગીયા ધર્મપુણ્ય, ચોર, અગ્નિ, અને રાજા મળી ૪ છે. તેમાં મોટા ભાઇનું અપમાન કરવાથી ત્રણ નાના ભાઇઓ વિપરીતતાથી વર્તે છે. માટે—

(સાખી)

દીધું ત લીધું સહી, ખાધું ખોટું માન,
રહ્યું તે ગયું સહી, સમજો તે સુજાન.

દાના ધનવંતો આ સાખીમાં વર્ણવ્યા પ્રમાણે જે જે આગળ આવ્યું તે એક પારથી આપવાજ માંડે છે. આપ્યા વગર ચેન પડતું નથી. જન્મથી એ સ્વભાવ પડેલે હોય છે, ફરી પુંઠ વાળી પાછળ માટે જોતા નથી. મારી

પાસે માહરૂં નશીબ છે. એટલો મુદ્દો વિચારે છે. ત્યારે કેટલાકો ધનના સંગ્રહમાં રમુજ કરી રહેલા આહવી રમુજી છોડી દેઈ "ર" તેમાંથી બાતલ કરી મુજી પણ બને છે. તેમને લક્ષ્મીની ચંચળતા, ચપળતાનું ભાન આવતું નથી ગૃહસ્થોને શીયળ, તપ, ભાવનાના સંજોગો કદાચ ના આવે તો તેને એકજ દાન ભૂષણની સહેલી સરીયાંન અધિકતા ઉપકારક છે.

૨ શીયળ—શીલપાળનાર સહુમાં પુજ્ય છે. તે બ્રહ્મચારી, સદાચારી કહેવાય છે, શુદ્ધશીલથી સર્પ હોય તો ફુલ બની જાય છે, અગ્નિ શીતળ પડી જાય છે, રેતીના રણના ઠેકાણે જળાશય થાય છે, તેના પ્રભાવથી કોઈ ભાગ્યે અજાણ હશે. તેવા શુળીમાં સિંહાસનધારી સુભદ્ર શેઠ, સીતાજી આદિ લેઇને સત્ પુરૂષો અને સતીઓના સૂર્યોદય પહેલાં આજે જયકારી પડહ વાગે છે. યતિધર્મને ધારણ કરનારાનિગ્રંથ–મુનિજનોના અંગત ત્રણ કરણ, ત્રણ યોગ, ચાર સંજ્ઞા પાંચ ઇંદ્રિ, નવ પ્રકારના જીવ અને અજીવ તથા ક્ષમાદિ દશ પ્રકારના ભેદે શીલાંગના ૧૮૦૦૦ ઉત્કૃષ્ટા પ્રકારો છે.

૩ તપ—જેને સહિષ્ણુતા, તિતિક્ષાનાં સંબોધનોથી જણાવાય છે. તે તપકર્મોને તપાવવા અર્થે કરવાનો છે. એ-

કહી લાંઘણ રૂપે થતો નથી, પણ આનંદથી કાંઈ કાંઇ ઇચ્છાનો રોધ કરવાથી થાય છે, તપના બાહ્ય, અભ્યંતર બે ભેદ છે. બાહ્યથી અનશન (ભથ્થારહિત)માં ઊપવાસ વિશેષ શક્તિ પ્રમાણે કરવા, વૃતિસંક્ષેપ, રસવિગયનો ત્યાગ કરવો એ વીગેરે છે અને અભ્યંતરમાં, સદ્ગુરૂ, અતિથી, ગુણવંતની સેવા સુશ્રુષા, ભક્તિ કરવી તથા સ્વાધ્યાય (પઠન, પાઠન) ધ્યાન, કાયોત્સર્ગ (કાઊસગ્ગ) વિનય, અને દોષોનું પ્રાયશ્ચિત લેવું એ છ રીતનું આચરણ કર્યું છે એ તપ બાહ્ય કરતાં મોટું થઈ પડે છે. આવી તપશ્ચર્યા શક્તિને બહાર લાવી પોતાનું બહાલી ખટ કર્મ થઈ શકવામાં અબાધા ન થાય તેટલી કરવી, મતલબ કે શક્તી ઉપરાંત કરવું નહીં, તેમને ગોપવવી પણ નહીં.

૪ ભાવના—એટલે શુભ સંકલ્પ કરવો, તેના વિના ઉપર કહ્યા ત્રણ ધર્મ દીપી નીકળતા નથી, સાચા પ્રેમ વગરનો ધર્મ એકડા વગરનાં નમાલાં મીડાંની પેઠે છે. સંસારની અનિત્ય ભાવના કરતાં ભરતેશ્વરરાય આરિસાભુવનની રીદ્ધિ સિદ્ધિ વચ્ચેથી પસાર થઈ કેવળજ્ઞાન પામી મોક્ષ નગર પધાર્યા છે.

## ભાવધર્મનો પ્રભાવ (કવિતા)

---

### કવિત.

૧

મન વિણુ મળવો જયું, ચાવવો દંતહિણો,
ગુરૂવિણુ ભણવો જયું, જીમવો જયું અલુણો;
જસવીણુ બહુ જીવી, જીવતે જયું ન સોહે,
તિમ ધરમ, ન, સોહે, ભાવના ન હોવે.

૨

ભરત નૃપ ઇલાચી, જીરણુશ્રેષ્ટિભાવે,
વળી વલ્કલ ચીરી, કેવળજ્ઞાન પાવે;
હળદર (બળભદ્ર) હરીણોજે, પાંચમે સ્વર્ગ જાવે,
ઈહજ ગુણ પસાયે, તાસ નિસ્તાર થાયે.

ભાવનાઓ (ગીતિ)

પરહિત ચિંતા, મૈત્રી, પરદુઃખ વિનાશિની તથા કરૂણા,
પરસુખ તુષ્ટિ મુંદિતા, પર દોષો પેક્ષ મુપેક્ષાઃ

એમ મૈત્રી, કરૂણા, આનંદ, અને મધ્યસ્થ ભાવના થઇ શકે છે. વળી બીજી બાર ભાવનાઓમાં સંસારની અનિત્યતા, અશરણપણું, ઘડીઘડીના ચિત્રવિચિત્ર રંગ, સ્વાર્થતા, જાત ઉપરનાં દુઃખસુખ, અશૌચ શરીર, પાપમાં બંધાવું, એ સંબંધના વિચારોમા ઉડું ઉતરવું તે તથા નવાં કર્મ આવતાં અટકાવવાં, પાછલાં કર્મ જપ તપ કરી વિખેરી

નાંખવાં, લોકનું સ્વરૂપ ઉંધુ, સીધુ, ને ઉધા ત્રણ સરવલાના યા, જામો પહેરી કહેડે બે હાથ દઇ પહોળા પગ રાખી ઉભેલા પુરૂષાકારે જોવું, અને સારો સુલભ બોધ તથા રત્નત્રયાત્મક ધર્મ પામવો એ દુર્લભ છે. એ મનસુબાઓ જણાવી તે મુખ પાઠ કરવા નીચે મુજબ.

બાર ભાવનાનો દુહો.

પ્રથમ અનિત્ય[1] અશરણપણું[2], એ સંસાર[3] વિચાર,
એકલપણુ[4] એકત્વ એમ[5], અશુચિ[6] આશ્રવ[7] સંભાર;
સંવર[8], નિર્જરા[9] ભાવના, લોક[10] સરૂપ સુબોધ[11],
દુલ્લભ ભાવો જૈનધર્મ[12], એણીપેરે કરજયો શુદ્ધ.

કોઇ પુન્યે બહુ બહુ કાળે આ મહાન અવતાર, આ વ્હાલો ધર્મ, દેવદર્શન, સંતોનો સમાગમ મળ્યો છે, તે મ્હારા માટે કાંઇ ઓછું નથી. સર્વ પ્રામીનો બુદ્ધિબળે સદઉપયોગ કરી લેવાની સ્કુરતા મ્હારામાં કયારે આવશે? હું સર્વસ્વ ત્યાગી નિ:પરિગ્રહી કયારે થઇશ? હું શુદ્ધ ચારિત્ર લેઇ સંયમ ભાર ઝીલી મુનીપણું કયારે લઇશ, હું આ દેહને શાંતિ સમાધીથી કયારે છોડીશ, એવા પુણ્યના દીવસ આવશે ત્યારે મને ધન્ય છે. આવા દરરોજ મનોરથ કરવા. હવે પરચુરણ સંકલ્પો પણુ નીચે મુજબ કરવા યોગ્ય છે. હું આ વખતે આત્માના રૂપમાં અને આત્માના ભાવમાં રહ્યો છું કે પારકાના સ્વભાવમાં જોડાયો છું. મેં આજના દીવસમાં મ્હારા આત્માનું શું સુધાર્યુ, હું એકલો આવ્યો,

એકલો જવાનો છું, સુખદુઃખમાં કોઇ ભાગ લેઇ શકતું નથી, પાપ કરીને મેળવેલું ધન મ્હારા ભોગ પડવાનું નથી ખાનારા ખાઇ જશે, મારા માથે તો પાપનો ભારો રહેશે, હું આ સંસાર કારાગ્રહ બેડીમાંથી કયારે છુટીશ ? ભારવટીઆના ભાર માફક ભારો નીચે ઉતારી કયારે હળવો થઇશ ? આ દેહ અશુચિ,[1] અપવિત્ર સાતધાતુઓથી ભરેલો છે, મારે કોઇનું શરણ નથી, હું કોઇનો નથી, તેમ મ્હારૂં કોઇ નથી, સૌ જીવોનું ભલું થાઓ, એક બીજાને મદદગાર થાઓ. ગુણનો આદર અને અવગુણોમાં બેદરકારી હો ! આત્માને ગુંદર જેવાં ચીકણાં પરમાણું (કર્મકલંકો) ચોંટી જવાને લેઇ અરસપરસ સજ્જડ મીત્રાઇ કરી બેઠાં છે, તે જયાં ભરાઇ રહ્યાં હોય ત્યાંથી ખસેડવા પોતામાં રહેલ શકતીવાન આત્મા જે પરમાત્માપણાની પ્રભુતા ભાવીમાં મેળવવાનો અધિકારી છે–તેનુંજ અવલંબન લેવું, તેનાથી પરાઙ્મુખ (છેટા) રહેવાથી પાલવે તેમ નથી, આત્મા અવિનાશી, અમર છે, અહો નિજાનંદજી મહારાજા, કેવળ ભગીરથ પ્રવૃતિમય પરાધીનતામાં અહોરાત શું રાચી રહ્યો છું બકરાના ટોળામાં રહેલ વનરાજ સિંહ જેમ બકરાં જેવો પામર થઈ જાય છે, તેમ આત્મરાજ માઇકાંગલા જેવો બિચારો થઇ ગયો છે. વિષયવાસનાઓનાં સુખો આંખ મીંચીને ઉઘાડીએ એટલી ક્ષણનાં છે, એક ચીજ એકકાળે

---

૧ ગંદી.

દુઃખે કરીને મેળવી રાજી થવાય છે, તેની તે ચીજ બીજા-કાળે કંટાળો ઉપજાવે છે. તે કારણે બધી ખાશીયતો સુખ પછી દુઃખ અને રાગમાંથી દ્વેષકારક હોઇ, તેને સોનાની અને લોઢાની બેડીવાળી જેલ કહી છે, આખરે છતમાં હું એકીલો છું, સમ્રાટ, સામ્રાજ્ય, સગુંવહાલું દેશ રાજ, ઘર ગામ, કે શરીર સર્વ માયીક છે, અને જડદ્રવ્યો યા કોઇ પદાર્થો મ્હારા થવાના નથી. હું કોઇનો સગોસ્નેહી નથી, જ્યાં જોઉં છું ત્યાં સ્વાર્થના ભારાની ગંજીઓ ગોઠ-વાઇ ગઇ છે—હા ! હા ! આયુષ્યમાંથી વરસ ઓછાં થાય છે તેથી બુદ્ધી શાકિણી જોર મારેછે, ધોળો દુત મસ્તક ઉપર ચડી સ્વાર થાય છે, પરમાધાર્મી રાક્ષસો-જમદુત મોં ફાડી તલપી રહ્યા છે, નાડીયો, ગાત્ર, ચામડી, અંગોપાંગ, આકાર ઇંદ્રિયો, અને ભાવેંન્દ્રીયો બહેરીબોદ, અંધી, શીથીલ પડી જાય છે, ઘર બળી રહ્યું છે, ઓ દવ લાગ્યો, શા માટે સુતો છે, ઓ આવ્યો, કેમ બ્હાર નીકળી જતો નથી, ઘરમાં સાગાઇ ચોર ભરાઇ રહ્યા છે, હવે તો રાત્રી ગઇ, પ્રભાત થયું, કયાં સુધી સેજમાં લંબી સોડ તાણી પડી રહીશ ! કર્મ કલંકો[1] પછાડા મારતાં કયારે બંધ થશે, જન્મ મરણનું આવાગમન કયારે બંધ પડશે ? આ કથની કોને કયાં જઇને કહેવી ! બોત ગઈને થોડી રહી, રાત્રી થોડીને વેશ ઘણા મુકવા પરવડે એમ છે કે ? આવી તરેહ તરેહની ભાવના

---

૧ ધર્મપાપ જનીત ભોગોનાં પરમાણુંઓનાં સંચયરૂપ પુદગળો.

ભાવવી, સૌનું કલ્યાણ મંગળ થવાની ચાહના પણ કરવી તેમાં બે બદામ આપવા લેવા પડતી નથી.

પરાપુર્વના જગતમાન્ય આ એકેકેક સાદા અને સહેલા ભાવ મંત્રો છે તે સ્ત્રી પુરૂષોનાં વિદેહી વશીકરણો છે. તેનું છ માસ લગભગ ભાવથી ધ્યાન કરતાં જીવનક્રમ બદલાઇ તાદ્દશ્ય ચમત્કાર દાખવશે. તેથી બાહ્ય, અભ્યંતર શત્રુઓ વશ થાય છે, નડતા ગ્રહોની આ સેવના છે. તે ગ્રહો જ્યોતીષી દેવલોકમાં આવેલા ત્રીજા પ્રકારના છે, તેનું જો વળગણ યા નડતર થતું હોવાનું લાગે તો તેને દુર કરવા માટે પણ આ મંત્રો કામના છે, કેમકે આ સાધના તેનાથી ઉતરતી નથી, તેમાંનું એક સુવાકય પણ ઝીલી ન લેનારને દુર્ભાગ્યે પનોતી, ગ્રહો નડે, તેનો પણ દેવોના દેવ શ્રી સર્વજ્ઞ દેવાધિદેવની વિધીસર પુજા કરવાથી (અનાજ ભેગું ઘાસ ઉગવાની માફક અધિષ્ટીત સમકિતી દેવોની કુમક મળવાથી) નિગ્રહ થાય છે. એટલુંજ નહીં પણ ભુત, પ્રેત, દેવ, દાનવ, શાકિણી, ડાકિણી, પીશાચ, વાણ, વ્યંતર કોઇનું કંઇ જોર ચાલતું નથી. વળી તે સદભાવના કેવી છે તે કહે છે—

વસંતતિલકા છંદ.

અતિચિંતા જવાલા, જવલિત બહુ કર્મેન્ધન ભર્યો,  
ઉપાધિ વ્યાધિના, પ્રખર તણખાંથીજ પ્રસર્યો;  
ભવાગ્નિ વેગેથી, સકળ જનને દગ્ધ કરતો,  
સમાવે છે તેને, નાથ ઘન સદાશાંત કરતો.

---

* સમુદ્ર.

વિશ્વના નાથની વાણીના ધ્યાન રૂપી જલધરવડે* કર્મરૂપી લાકડાંથી બળતો ભવરૂપી અગ્નિ અતિચિંતારૂપ જવાળા, અને ઉપાધિ વ્યાધિરૂપ છુટક છુટક ઝીણા તણખલાથી ત્વરાએ સઘળા મનુષ્યોને બાળતો છતાં શાંત થાય છે. માટે સાચી આજ્ઞાઓ શીર ચડાવી એક સમય પણ ધ્યાન છોડવું નહિ.

મહા પરોપકારી પુરૂષોએ અંત સમયની ક્રિયામાં ભવોભવનું આરાધન એક મુહુરત માત્રમાં થઇ શકે તેવા દસમાંના ત્રણ ખાસ અધિકારોનું સદા સેવન કરવા યોગ્ય છે. **શ્રી પરમાત્માનું શરણ, દુષ્કૃત નિંધા, અને કરેલાં તથા કરવા લાયક સુકૃત્યોનો આદર** ભલોભાવ આણીને કરવાં. હમેશાં તેવા સદાચારી ચારિત્ર વગર સિદ્ધી થવાની નથી.

---

# ज्ञान क्रियाभ्यां मोक्षः

---

યથાયોગ્ય જ્ઞાન ક્રિયાના યોગે સમ્યગ. દર્શન, જ્ઞાન ચારિત્ર એ ત્રણની એકત્રતા થવાથી મોક્ષ માર્ગ છે.એક દેશીય ક્રિયાનું ફળ શુષ્ક (સુકું) કહ્યું છે. નિરંતર જ્ઞાન અને ક્રિયા મુખ્ય અને ગૌણપણે જોડાએલ છે. જો કે વ્યવહાર નયથી જ્ઞાની "આત્મા લેપાએલો છે" આવી દ્રષ્ટી વડે શુદ્ધ થાય છે, ત્યારે ક્રિયાવાન "હું બંધાએલો છું" તેવી દ્રષ્ટીથી

શુદ્ધ થાય છે,: :આહવી ગ્રંથોત્તર જાગૃતિ ગુણ શ્રેણીમાં પુષ્ટીકારી છે. વળી તે સંબંધમાં શાસ્ત્ર વિદીત દુહા નીચે મુજબ છે.

આત્મ બોધ વિણ ક્રિયા, તેતો બાળક ચાલ,
તત્વારથથી જાણીએ, નમોનમો ક્રિયા સુવિશાલ,
અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવ ભ્રમ ભીતિ,
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ.

જ્ઞાનતત્વ એક એકથી ચડતી ઇંદ્રિયોના સકળ જીવો·માં ઓછા વધતા પ્રમાણમાં વ્યાપીને રહેલું છે, માટે તે શાસ્વત છે. ત્રણ લોકમાં ત્રિકાળ પુજાય છે. હવે શાસ્ત્ર ઘણાં, ને મતિ થોડી માટે અનુભવ તથા શિષ્ટ[1] ધર્મદાતાનાં વચનો પ્રમાણ કરી મહા જનોના પગલે સરળ સ્વભાવે ચાલ્યાં કરવું. કારણ ઉત્તપત્તિને લેઇકાર્ય નીપજે છે. દોહરો. (કાળ સ્વભાવ ઉદ્યમ નશીબ, જો ભાવી બળવાન, પાંચે કારણ જબ મળે. તબ હોય કાર્ય નિદાન.) દરેક કાર્યનું ઉપાદાન[2] કર્મ છે, ક્રોધ, માન, માયા, લોભ, મોહ, હર્ષ કર્મોથી થાય છે. આત્મા નિમીત્ત છે, ઉપરોક્ત પાંચ સમવાયી (સાથે રહેતાં) કારણો એકઠાં થવાથી કાર્ય થાય છે, તેનું મુળ કારણ મુખ્ય તથા બાકીનાં ચાર પેટામાં રહે છે. જ્યારે હાથ લીધેલું કામ પડતું મુકવું પડે તે વારે ઉદ્વેગ યા,

૧ કેળવાયેલા ૨ મૂળ.

ખેદ થઇ જાય, પણ સમયસુચકતા રાખી તનને આધીન રહેલા મનને જરા તરા વિસામો લેવા દેઇ યોગ્ય અવસરે ચાલુ રાખવું-ક્રિયાએ કર્મ છે, જ્ઞાન એ શુદ્ધ ઉપયોગ છે, તે બન્ને વિશુદ્ધ પરિણામી ધર્મ રથને ચલાવવાનાં બે પૈડાં છે, તેને ગતિ આપવાથી સાર અસાર ચાહે તેવી મન કામના આત્મામાં પ્રતિબિંબ થતાં પુરી કરી શકાય છે. આશ્રમ પૂર્ણ કોટીવાળા આત્મ વિકાસી જ્ઞાનીઓને તો સુજ્ઞાનની ફક્ત આવશ્યકતા રહેછે. પૂર્ણ સ્વરૂપની ઉપાસનારૂપ જ્ઞાન એ રિદ્ધી સમૃદ્ધિ છે, અષ્ટસિદ્ધિ, નવનીધી પણ તે છે, દેવતાની લબ્ધિઓ[3] દાસની પેઠે હાજર થાય છે, જ્ઞાન ગુણનો બડામાં બડો આધાર છે. રાગ દ્વેષાદિભાવ રોગનો સદાગમ એટલે જ્ઞાનથીજ અંત પમાય છે;—ઉપયોગ સહીતની ધર્મ ક્રિયા ચિત્તની પુષ્ટિ અને શુદ્ધિ કરે છે, જે આત્મ સંયમી[4]ના હોય તેમને કર્મ રસને તપાવવા (સારૂ ઉતાવળે આંબા (કેરી) પાકતા નથી એ જુની કહેણીને ફેરવી દેવાને લાગુ પડતાં પરચુરણ સાધનોથી કેરી પકવવામાં આવે છે તેમ" કર્મનો પરિપાક કરવા) આત્મ હંસ તરફ પ્રવૃતિવાળી અમૃત ક્રિયા કરવામાં પાછી પાની કરવીજ નહીં.

પાસા, સ્વપ્ન, રત્ન, રસોઇ, રજકણ, જુગાર એવાં દશ દ્રષ્ટાંતે દુર્લભ મનુષ્યપણું "ચૌદ રાજ (વૈશાટ)માંના પાતાળમાં

---

૩ શક્તિઓ. ૪ કાબુવાળો.

રહેલી નર્કોના સાત મજલા કુદી ઉંચે અર્ધ ઉપરની ભૂતળભૂમિ" માં પુન્યના પ્રતાપે મળેલ છે. માટે દુગંચ્છનીય ગર્ભમાં જીવને (કાયાના રોમ બરાબર ૩।। કરોડ તપાવેલી સોયો ઘોચાવા માફકનું અને મળ મુત્રમાં ઉંધા મસ્તકે રહેવાનું) જે દુઃખ થાય છે તેમાંથી છુટવા વખતે લીધેલા પણુ [1]જેટલું અંગીકાર કરવું જોઇએ. રખે ! ! આ "છે, છે, નેછે,"ની પુંજી ખોઈ નાંખી બન્યો બનાવ્યો ખેલ બગડવાનો ટાઇમ આવે; આ ઉપરાંત પણ વૃદ્ધિ કરી પ્રાક્રમી શુરા સરદારો સ્વર્ગની ઉર્ધ્વ ભુમીની ટોચે ઠેઠ ચઢી જાય છે, એ વડાઇ પુન્ય પ્રકૃતિને આભારી છે, તે મહોદય માટે પુરૂષાર્થની સાથે પુણ્યાઇ હોયતોજ સફળતા થાય. એટલા સારૂ રૂચીવંત વૈરાગીને સુત્ર સિદ્ધાંતોથી નિયંત્રીત પદ્ય કે ગદ્યમાં યોજાએલા એકાદ તાત્વીક કલ્યાણકારી જાપનું મનસાથે અહર્નિશ રટણ કર્યાં કરવું. જે જાપથી પોતાનું સાધ્ય ભુલાય નહીં, રોમે રોમમાં લક્ષ પરિણામ રહે તેવો જાપ ઉત્તમ છે.

ધર્મ ધ્યાનરૂપી અગ્નિથી આત્મારૂપ સુવર્ણ કર્મરૂપી વનનાં વૃક્ષો જડ મુળથી બળે છે. ફરીથી બીજ પેદા થતું નથી, જો ધર્મ ધન અને સુખની મમતાથી કરેલ હોય તો પરંપરા એ મોક્ષ સુખ મળતા અગાઉના ભવમાં પ્રાણી નરકમાં જાય છે. અને જો મમતા રહિત કરવામાં આવે તો સીધો શીવ પંથજ છે.

---

૧ પ્રતિજ્ઞા.

ભક્તિ, દાનાદિક આચાર વિચાર, એ વ્યવહારિક છે,જે અનુભવી આત્મા આત્માને આત્મા વડે કરી આત્મા માટે આત્માથી આત્માનું આત્મામાં ધ્યાન કરે છે, તે નિશ્ચે પરમાત્મા સ્વરૂપી થાય છે, હાલ તેવા તારક પ્રભુદેવ અનાદિ સુખરૂપ પંચ મહાવિદેહોમાં અધિષ્ઠિત દેવતાઓ રચિત રત્ન, કનક, રજતના ત્રણ ગઢની અંદર એક યોજનના સમવસરણ પ્રાસાદમાં બિરાજી સુરાસુર, નરનારીઓથી બાર પ્રકારી પર્ષદા[1] ( સભા ) માં સ્વાભાવિક તીર્થ પ્રવર્તાવતા જયવંતા વિચરે છે, અને જેઓ નિર્વાણ પામી સમસ્ત કર્મ રૂપ ઉપાધિઓના ક્ષયથી સઘળું કાર્ય સિદ્ધ કરી આત્મારામજીની લક્ષ્મી લીલાની લહેરમાં જગત શીરે લોકના અંતે શીવ સુખમાં અવગાહના કરી નિરંજન, નિરાકાર, જ્યોતીમાં જ્યોતિ સ્વરૂપે જગતના ઠાઠ જાણી રહ્યા છે. જેમના વિજયવંત નામથી મન વિકસાયમાન થાય છે, તેમનું નિશ્ચયથી અહીંયા બેડાં છતાં ભાવ સહીત હ્રીકરજોડી સમય સમય ચાલતા શ્વાસોશ્વાસમાં સો વાર ધ્યાન કરી જીંદગાનીની લહાણુ લેવા બળવત્તર થઇશું ત્યારેજ સિદ્ધી છે.

卐 ═══ 卐

છંદ મનહર.

અપાર આદિત્યચંદ્ર, અપારનક્ષત્ર ગ્રહો,
તારાઓ અપાર તેમ, ખગોળ અપાર છે.

---

૧ પરિષદ.

ઉત્પત્તિ સ્થિતિને ધ્રુવ, ગત્યાગતિ પરિણામ,
ઉદયઉદીરણાઓ બંધન અપાર છે;
દિનાંતર મહાદિશા, શશીફલ હોરાગણુ,
સારિણી ભવન ચોગ માસ તિથિવાર છે.
સર્વ હકિકત જાણે આગમ ટિપ્પણુ રચે,
એવા એક ચોતિષીને મ્હારો નમસ્કાર છે,

૨

વર્ણમેળ માત્રામેળ પ્રસ્તાર છંદોની જાતિ,
આયવ્યય સંખ્યા સંખ્ય પિંગળ પ્રકાર છે;
શ્રૃંગારાદિ નવરસ સ્થાયિને સંચારીભવ,
ઉદાહરણાદિ શ્લોક ઉત્તમ ઉચ્ચાર છે;
કાવ્યકોશ અલંકાર વાઙ્મય સકળ જાણે,
ગદ્ય પદ્ય ગ્રંથો જેના સર્વથી ઉદાર છે,
સુકવિને કુલ ગુરૂ રત્ન કહે વારંવાર,
એવા એક કવીશને મ્હારો નમસ્કાર છે.

૩

ચોજન પ્રમાણવાળું કોરટ મકાન ભાળુ,
ત્રિકૂટ સમાન ઉચું સિંહાસન સાર છે,
સુખાસન ઉપર બેસે, ત્રિછત્ર ધરાય શીરે,
ચામર વિંજાય પાસે વાજીંત્ર અપાર છે,
બાર પરિષદા વિષે ન્યાયા ન્યાય સ્પષ્ટ કરે,
ચકવે ચલાવે રાજ્ય, સ્વતંત્ર વિચાર છે.

ઈંદ્રાદિ સ્તવે છે નિત્ય, કરે છે ઉત્તમકૃત્ય,
એવા એક રાજાજીને મ્હારો નમસ્કાર છે.

૪

ફિકરમાં ફસે લોક ફિકરમાં ફાંફાં મારે,
એવી જે ફિકર તેની ફાકી કરનાર છે.
આસમાની રંગવાળો આસમાન રૂપીમાની,
ખલકો પહેરીને સર્વ સ્થાને ફરનાર છે;
ખપ્પર બુદ્ધિનો ધરે, તત્વરૂપી ભિક્ષાગ્રહે,
એનલ હક્ક એ વાકય મુખે વદનાર છે,
હદને બેહદલંઘે અન્યની ફિકર ટાળે,
એવા એક ફકિરને મ્હારો નમસ્કાર છે.

૫

ગંભીરતા ગેરૂ રંગે ત્રિગુપ્તિ કોપીન ધરે,
દમન ઈંદ્રિય ગુણ દાંડો ધરનાર છે,
કેવલમંડળમાં ભિક્ષા છે અગુરૂ લઘુ,
તત્વમસિ મહાવાકય ધ્વનિ કરનાર છે;
ધ્યાન ધૂણી યમયજ્ઞ ષડ રિપુ વિજયરૂપી,
ષડ્કર્મ કારકરૂપી ક્રિયા કરનાર છે,
વર્ણાતીત પરાત્પર સ્વરૂપે પરમહંસ,
એવા એક બાવાજીને મ્હારો નમસ્કાર છે.

૬

શૈલેશી કરણ શ્રેષ્ટ કૈલાસ છે,
ગંગાગૌરી જ્ઞાનને દર્શન, વૃતિવિભુતિ ઉદાર છે,

ક્ષપક નંદીકા રોહ શ્રુત સ્કંધ સ્કંધ સુત,
ગણુધર ગજાનન પાર્ષદો અપાર છે;
અષ્ટ કર્મ ક્ષય સિદ્ધિ નવકોટિ નવનિધિ,
મદન દહન કરે યોગ હથિયાર છે,
સ્વયંભૂગિરિશ ઈશ મૃત્યુંજય મહાદેવ,
એક એક શિવજીને મ્હારો નમસ્કાર છે.

૭

ચિદાકાર બ્રહ્મલોક ચતુર્ગુણુ ચતુર્મુખ,
ચાર ભુજ ભાવનાઓ હંસ નિરાકાર છે,
વિરતી સાવિત્રી ત્રિયવાણી સરસ્વતી સુતા,
અગમ્ય આગમ પાઠ વેદનો ઉચ્ચાર છે;
ધર્મ સૃષ્ટિ સૃષ્ટા વિધિ નાભિજન્મ કંજાસન,
ગુણાતીત ગુણાકાર અમર આધાર છે,
સદાનંદ પિતામહ પરમેષ્ટિ ત્રિકાલજ્ઞ,
એવા એક વિધાતાને મ્હારો નમસ્કાર છે.

૮

જ્ઞાનાકાર ગોલોકમાં સ્વરૂપ સામ્રાજ્યપતિ,
ચરણુ કમલ દૃષ્ટિ રાસલીલા સાર છે,
ગ્રહણુા સેવના દ્વય રાધા રૂકમણિ બાળા,
અતીદ્રિંય વૃંદાવન મોરલી ૐકાર છે;
પ્રકૃતિ પ્રવૃત્તિ માસીકર્મ દૈત્ય વિદારક,

કાળનાગ નાથ્યો કર્મ મલ્લ મારનાર છે,
પુરાણ પુરૂષ હૃષીકેશ રત્ન કહે એમ,
એવા એક વિષ્ણુજીને મ્હારો નમસ્કાર છે.

## પ્રભુમુર્તિના અનુપમરૂપ વિષે.

પશમ રસ નિમગ્નં દ્રષ્ટી યુગ્મમ્ પ્રસન્નમ્
વદન કમલ મંકઃ કામિની સંગ શુન્ય
કરયુગમ્ પિયત્તે, શસ્ત્ર સંબંધ વંધ્યમ્
તદસિ જગતિ દેવો, વિતરાગ, સ્તવમેવ.

## પ્રસ્તાવિક કાવ્યો તથા બોધ.

છપ્પો.

નહીં પીંડ આ પોતા તણો, પોતાનું કાંઇએ ન જાણવું,
સહુએ શુભા શુભ કર્મને, પોતા તણું પ્રમાણવું.

દુહો.

કષ્ટ કરો, સંજમ કરો, ગાળો નિજ દેહ,
જ્ઞાન દશા વિણુ તેહને, નહીં કર્મનો છેહ.

શ્લોક

દેવ પુજા ગુરોપાસ્તિ, સ્વાધ્યાય સંયમસ્તપઃ
દાનંચેતિ ગૃહસ્થાનામ્, ષટકર્માણિ દિને દિને.

ઉદ્યમ સાહસ ધૈર્ય, બુદ્ધિ શક્તિ: પરાક્રમ:
ષડે તે વર્ત્તન્તે, તદ્દેવ સહાય કૃતં.

બુધ્ધે ફલં તત્વ વિચારણુંચ, દેહસ્ય સારંવ્રત ધારણુંચ.
ધનસ્ય સારં કિલ પાત્રદાનં, વાચઃફલં પ્રીતિકરં નરાણામ્

ઉદ્યમે દારિદ્ર નાસ્તિ, માને નાસ્તિ ક્લેશ:
જાપે નાસ્તિ પાપ: ધૈર્યે નાસ્તિ દુખ:

---

જીર્ણું ભોજનમ્ આત્રેય, કપિલઃ પ્રાણીનાં દયામ
બ્રહસ્પતિ વિશ્વાસમ્ પંચાલ સ્ત્રીષુ માર્દવમ્

---

દુહા.

ધન ચાહે તો ધર્મ કર, ધર્મ વિના ધન ન હોય,
વારી વલોવ્યાં ધૃત નીપજે, તો લુખું જમે ન કોય.

---

પઢે પારકાં પામવો, મીટે ન મનકી આશ,
જ્યું ઘાણીકે બેલકો, ઘરહી કોશ પચાશ.

---

સમતા વિણુ જે અનુસરે, પ્રાણી પુન્યનું કામ.
છાર ઉપર જેમ લીંપણું, જેમ ઝાંખર ચિત્રામ.

---

## જરૂરી સુબોધ.

૧ શ્વેત લેશ્યા ( અધ્યવસાય=વિચાર ) રાખી શુકલ પક્ષી થાઓ. ને કઠોરતા છોડો.

૨ અવગુણ ઉપર ગુણ કરવાનો લાગ જોતા રહો.

૩ ધર્મ કાર્યમાં લોભ ( મોળાશ ) નહીં કરો.

૪ જ્ઞાન એજ નૈસર્ગીક, ક્ષાયીક, સ્વાભાવિક ધન છે.

૫ સમતા ( સરખાપણું ) થી સકળ આત્માને એક સરખી નજરે જોવાથી અંતઃકરણમાં રહેલી મેલની કીટ્ટી દુર થતાં ગાડરીયા પ્રવાહમાં પડતાં બચી જવાય છે.

૬ ધર્મનું મુળ વિનય અને પાપનું મુળ વ્યસનો. આ કોટી ગ્રન્થોનો સાર છે.

૭ ચેતન અચેતન પદાર્થોના પરભાવ-વિભાવમાં રમવું કે રાચવું નહીં.

---

## એકેંદ્રિથી પંચેદ્રિ સુધીના દોષ નિવારણ.

---

પ્રહ ઉઠી વંદુ-એ ચાલ.

દેવ ગુરૂ ધર્મ તથા, અ૦ સિ૦ આત્મની સાખ,
ખટ ધ્યાનથી માગી, માગી નિર્જરા કાજ. ૧
પાંચસો તેસઠ ભેદી, વિરાધ્યા જીવ જેહ,
અભિહયાદિક દસ, ને રાગ દ્વેષની રીત્ય. ૨
ત્રિયોગે ત્રિકરણે, ત્રિકાળે ગુણતાં દોષ,
અઢાર લખ ચોવીસ સહસ, ઉપર એકસો વીસ. ૩

ઇર્યાવહી દંડકનો, કર્મ યોગી સંસાર, ૪
નિવારી મુજ સાહિબ, ખુશાલ ઉતારો પાર.
સંખ્યા આંક—૫૬૩×૧૦×૨×૩×૩×૩×૬=૧૮૨૪૧૨૦ કુલ.

---

## ૫૬.

છોડ ભગવનકો દુનીસેં દિલ લગાકર કયા કરૂં, એ ટેક.
કાલ અનાદિ કર્મ સેં, રોગસેં પીડા હૂઈ.
ધર્મ બુટ્ટી મીલ ગયે, દુજી દવા કર કયા કરૂં–છોડ ૧
સંસારમાં ફીર જાલસેં, ભમતા રહ્યા હું કાલસે,
હાથ હીરા મીલ ગયે, કંકરકુ લેકર કયા કરૂં–છોડ ૨
કર્મકા વિપાકસેં તુમ નામકા સમરન કરૂં,
કલ્પ છાયા મીલ ગયે, છત્તા લગાકર કયા કરૂં–છોડ ૩
દેવા દેવી સબ મીલ ગયે, નિશ્ચય વંદન કિસકું કરૂં.
મોક્ષ દાતા મીલ ગયે, દુજી પુજા કર કયા કરૂં–છોડ ૪
આત્મ જો પ્રબળ હોવે, જ્ઞાનકા આધારસે,
તુમ દર્શન દુર્લભ મીલ ગયે, જગમાં કીર્ત્તી મેં કરૂં–છોડ ૫

---

## કાફી.

પાનીમેં મીન પિયાસીરે,
સુન સુન આવત હાંસી. એ ટેક.

સુખ સાગર સબ ઠોર ભર્યો હે,
તું ક્યાં ભયો ઉદાસી. પાનીમેં. ૧
આતમ જ્ઞાન બીન નર ભટકત હેં,
કયા મથુરા કયા કાસીરે. પાનીમેં. ૨
માન માન મુની કહે એ ગુરૂ સાચો,
સહેજે મિલે અવિનાશીરે. પાનીમેં. ૩

---

## અમે અમર પદ પાયા.

અબ હમ અમર ભયે, ન મરેંગે, અબ૦
યા કારણ મિથ્યાત દીયો તજ, ક્યું કર દેહ ધરેંગે. ૧
રાગ દ્વેષ જગ બંધ કરત હ, ઈનકો નાશ કરેંગે.
મર્યો અનંત કાળ તેં પ્રાણી, સો હમ કાળ હરેંગે. ૨
દેહ વિનાશી હું અવિનાશી, અપની ગતિ પકરેંગે.
નાસી જાસી અમ થિરવાસી, ચોખે વ્હૈ નિખરેંગે. ૩
મર્યો અનંતવાર બિન સમજયો, અમ સુખ દુઃખ વિસરેંગે.
આનંદ ઘન નિપટ નિકટ અક્ષરદો,
નહીં સમરે સો મરેંગે. અબ. ૪

ઇતિ.



# અગાઉથી મંગાવનારનાં નામો.

| સંખ્યા. | નામ | ગામ |
|---|---|---|
| ૫૧ | શા. પ્રેમચંદ મગનલાલ દલાલ, | મુંબઇ |
| ૫૧ | શેઠ. હીરાચંદ નાગરદાસ | ખંભલાય (ઝાલાવાડ) |
| ૨૫ | રા. રા. મોતીલાલભાઇ જમનાદાસ પોષ્ટમાસ્તર | હિંમતનગર |
| ૨૫ | તલસાણીયા મગનલાલ મોહનલાલ | અમદાવાદ |
| ૨૫ | ગૃહસ્થો ૩ લીંબડી શહેર. હા. શેઠ છોટાલાલ ઉજમશી | હિંમતનગર |
| ૨૫ | શેઠ. વછપાળ નારણજી. | આકોદરા તાબે પ્રાંતીજ |
| ૧૦ | મેતા. મણીલાલ કસ્તુર | ગઢોડા |
| ૧૦ | શા. પદમશી નાથાલાલ | ,, |
| ૧૦ | રા. રા. મગનલાલ પ્રેમચંદ | ઇડર |
| ૧૦ | કોટડીયા. રાવજીભાઇ અખેચંદ | હિંમતનગર હાલ નવા |
| ૧૦ | શેઠ. પ્રલ્હાદભાઇ કાશીરામ મણીયાર | ઇડર |
| ૪ | રા. રા. મુળદેવભાઈ ધીરજરામ. શ્રી બડા માહારાજકુમાર સા૦ ના કામદાર. | હિંમતનગર |
| ૪ | રા, રા. ઇંદ્રસીંહજી ધનસીંહજી, | ,, |
| ૫ | મેતા. જેઠીરામ છગનલાલ. | બેરણા |
| ૪ | રા. રા. હુસેનમીયાં મહમદમીયાં. | ઇડર |
| ૫ | રા. રા. સોમાલાલ વિઠ્ઠલદાસ | રાયધડ |
| ૨ | રા. રા. વર્દ્ધમાનદાસ સ્વરૂપચંદ | ઇડર |
| ૨ | શા. તલકચંદ શીરચંદ | રૂપાલ |
| ૨ | શા. મનસુખભાઇ દલીચંદ | ,, |
| ૨ | ગણપતરામ જેઠારામ ત્રીવેદી | ભીલોડા |
| ૨ | રા. રા શીવશંકર શંકરલાલ વકીલ. | ચાંદરણી |

| | | |
|---|---|---|
| ૨ | રા. રા. ભુપતસીંહજી—ફોજદાર | મેઘરજ |
| ૧ | મે. સદાશીવ જયકૃષ્ણ. દવે ટ્રેજરી ઓફીસર | ઇડરસ્ટેટ. |
| ૫ | વા. છગનલાલ અમથારામ. | ગવાડા |
| ૨ | ફતેચંદ મોતિચંદ સંઘવી. | હિમતનગર |
| ૫ | કોદરલાલ જોઇતારામ ઘાંચી | ,, |
| ૨ | રા. રા. કાળીદાસ ક્રશ્નદાસ. ટ્રેજરી ઓફીસ શી. | હિમતનગર |
| ૧ | રા. રા. મણીશંકર હરજીવન. એકાઉન્ટંટ | ,, |
| ૨ | શા. પુંજારામ ભીખાલાલ. (તાલુકે પ્રાંતિજ) | આગીયોલ |
| ૧ | ગાંધી. છોટાલાલભાઇ ગુલાબચંદ<br>હેડમાસ્તર ઈંગ્રેજી સ્કુલ, | હિમતનગર |
| ૧ | રા. રા. વહાલજીભાઇ ઝવેરચંદ શ્રી હજુર ઓફીસ. | ઇ. કલાર્ક. |
| ૧ | મીયાં. જીવાભાઇ બાદરભાઇ. જેલર | હિમતનગર |
| ૧ | શેઠ. ડોસલભાઇ ઉસમાનભાઇ | હિમતનગર |
| ૧ | ગાંધી, કોદરલાલ છગનલાલ | ટીંટોઇ |
| ૧ | શા. દીપચંદ છગનલાલ. | ,, |
| ૧ | વ્હોરા હાથીચંદ હરીચંદ. | હિમતનગર |
| ૨ | જીણાભાઇ વ્રજલાલ. | મુંબઇ |
| ૩ | શા. ચુનીલાલ સરૂપચંદ | ,, |
| ૨ | શેઠ. ભોગીલાલ પરમાનંદ | ,, |
| ૧ | ગાંધી. જીવણચંદજી પ્રેમચંદ | મોહનપુર |
| ૧ | શા. મનસુખલાલ જેચંદ | મુંબાઇ |
| ૧ | ગાંધી ફકીરચંદ મોતીચંદ | ,, |
| ૧ | જેઠાલાલ મોતીચંદ | મોડુકા |
| ૨ | રા. રા. શકરાભાઈ મોતીલાલ | અમદાવાદ શેઠ<br>આ૦ ક૦ ની પેઢી |

| | | |
|---|---|---|
| ૧ | મુનીમજી કેશવલાલ કાળીદાસ. | ,, |
| ૧ | કીલીદાર. કેશવલાલ મોતીલાલ | ,, |
| ૧ | રા. પ્રાણલાલ ગીરધરલાલ. | ,, |
| ૧ | પટેલ રણછોડદાસ હરગોવન. | અમદાવાદ શેઠ આ. ક.ની પેઢી |
| ૧ | રા. મણીલાલ કસનદાસ, | ,, |
| ૧ | રા. મથુરદાસ રણછોડ | ,, |
| ૧ | શા. છગનલાલ શરૂપચંદ. | કુકર |
| ૧ | શા. લલ્લુભાઇ કરમચંદ | ,, |
| ૧ | રા, મણીલાલ સાંકળચંદ શાહ | માલપુર |
| ૨ | રા. મણીલાલ શીવલાલ મ્હેતા. | ,, |
| ૧ | રા. નાથાલાલ રાજારામ. | ચોઈલા |
| ૧ | રા. લીલાભાઇ વાલજી પટેલ. | જાંબુડી. |
| ૧ | રા. હરિલાલ લલ્લુભાઇ પંડયા. | રાયગઢ |
| ૧ | મેમણ અલીભાઇ સુલેમાન. | પ્હાણપુર |
| ૧ | મે. રંગીલદાસભાઈ. ચીફ એન્જીનીયર | ઇડર સ્ટેટ |
| ૧ | રા. ભાઈશંકર અંબારામ. | રાયગઢ |
| ૧ | રા. જગજીવન છગનલાલ વ્યાસ. | ઇડર |
| ૧ | શ્રી બુદ્ધિસાગર જૈનલાઇબ્રેરી | ગવાડા |
| ૧ | તપોધન જ્ઞાતિ સંસ્થા. | ,, |
| ૧ | રા. રા. ઉમીયાશંકરભાઈ નાથાભાઈ દાકતર સાહેબ. | હિમતનગર |
| ૧ | ઉપાધ્યા. પ્રેમશંકર લલ્લુરામ. સરવૈ ઓફીસ કા. | હિમતનગર |
| ૧ | વ્યાસ. રામશંકર મણીલાલ સરવૈ. ઓ. કા. | |

| | | |
|---|---|---|
| ૧ | રા. લીલાધર મોતીરામ, | ,, |
| ૧ | મેતા. શીવલાલ સાંકળચંદ | ધનસુરા |
| ૧ | રા. ફકીરભાઇ વીરમદાસ. પટેલ. | ગાબટ |
| ૧૫ | રા. હરગોવનદાસ ભુધરદાસ પાલ કામદાર | મોહનપુર |
| ૧ | શા. હકમચંદ દેવચંદ | અરપોદરા |
| ૧ | શા. સાંકળચંદ દેવચંદ | ,, |
| ૧ | રા. રા. મગનલાલ વિરચંદ | સાઠંબા |
| ૧ | રા. રા. હરગોવિંદ છગનલાલ | ગાબટ |
| ૧ | રા. દોલજી હાથીજી | મેદાસણ |
| ૧ | રા. રા. જમાદાર ઉદેસીંહજી | મેઘરજ |
| ૧ | રા. રા. હરગોવન લાલદાસ | ,, |
| ૧ | રા. શામળદાસ કસનદાસ | ,, |
| ૧ | રા. શેઠ નાથજી ભગવાનદાસ | ,, |
| ૧ | રા, શા. મગનલાલ નાથજી | ,, |
| ૧ | રા. મણીલાલ મનસુખ | ,, |
| ૧ | સુશીલા બ્હેન. વ્હાલીબાઇ વીરચંદ | ઇડર |
| ૧ | દોશી મહાસુખ કાળીદાસ. | મેઘરજ |
| ૧ | મેતા. રવચંદ ભાઇચંદ | ,, |
| ૧ | ગાંધી. લલ્લુભાઇ મનસુખલાલ | ,, |
| ૧ | સોની મગનલાલ વીરચંદ | ,, |
| ૧ | શા. શીવલાલ મુળજીદાસ. | ,, |
| ૧ | શા. મનસુખ માધવલાલ | ,, |
| ૧ | શા. મોતીલાલ દલુચંદ | ,, |
| ૧ | દોશી. દારકાં ખાતુદાસ. | ,, |

| | | |
|---|---|---|
| ૧ | મેતા. પીતાંબર શામળદાસ. | ,, |
| ૧ | શા. વેણીચંદ અખેચંદ | મેહાસણ |
| ૧ | શા. લક્ષ્મીચંદ લલ્લુભાઇ. | મોડાસા |
| ૧ | શા. નાથજીદાસ રેવાચંદ. | મેઘરજ |
| ૧ | ગાંધી શામળ વ્રજલાલ | ,, |
| ૧ | શા. અમરચંદ હરજીવન | ,, |
| ૧ | શા. છબીલદાસ ચુનીલાલ | ,, |
| ૧ | શા કાળીદાસ માંનચંદ. | હાલ હિમતનગર |
| ૧ | શા. રાવજીભાઇ ફતેચંદ | સોલાપુર |
| ૧ | દોસી. ગણપતભાઇ સુરચંદ | (શાહપુર દક્ષિણ) |
| ૧ | શા. જેઠાલાલ ચુનીલાલ | રૂપાલ. |
| ૧ | વા. અમરતલાલ ભીખાલાલ | વીરાવાડા |
| ૧ | શા. કાળીદાસ જીવરાજ | મોહનપુર |
| ૧ | શા. લલ્લુભાઈ હકમચંદ | ,, |
| ૧ | શા. કાળીદાસ ધરમચંદ | ,, |
| ૧ | શેઠ. સાંકળચંદ ધરમચંદ. | હરસોલ. |
| ૧ | શેઠ ફુલચંદભાઇ હકમચંદ | મોહનપુર. |
| ૧ | શા. કંકુચંદભાઇ તેજકરણ | અહમદનગર |
| ૧ | શા. દેવચંદભાઇ ગણેશ | અંતુર |
| ૧ | શા. ફુલચંદભાઇ ખેમચંદ | વળાદ |
| ૧ | વા. લાલચંદ નાનચંદ | રામનાથનાઉપરા. |



# કેટલાક કઠણ શબ્દાર્થ,

| પૃષ્ઠ | શબ્દ | અર્થ | પૃષ્ઠ | શબ્દ | અર્થ |
|---|---|---|---|---|---|
| ૪ | પટુતા | ચતુરાઇ=જાગ્રત | ૩૩ | અસાધ્ય | અશક્ય |
| | વિગ્રહ | વિરોધ | ૩૪ | સવેરી | છાની |
| ૫ | અનંત જીવા કુળ | અપાર સુક્ષ્મજીવો | ૩૫ | પારધી | શિકારી, માંસાહારી |
| | ખુંવાર | ખરાબી | | કલ્પતું | ઘટતું |
| | અવકાશ | નિરાંત | ૩૬ | કોશીશ | તજવીજ=હિલચાલ |
| | પ્રતિપાદન | નક્કી | | ખાટવા | મેળવવા |
| | કલા | આબરૂ [હુન્નર | | અનિત્યતા | ક્ષણભંગુર=નાશવંત |
| ૨૨ | વિકૃતિ | વિકાર | ૩૭ | અગ્રગણ્ય | આગેવાનીમાં ગણત્રી |
| ૨૪ | શિષ્ટો | સમજુ | | પોત | એબ |
| ૨૫ | અનિવાર્ય | વારીકે છુટી શકે (નહીં તેવું | | જઈફ | ઘરડા |
| | | | | જઘન્ય | ઓછામાં ઓછું |
| ૨૬ | બેહુદી | ઉન્માદી=સ્વછંદી | ૩૮ | દાર્શનીક | દેખાતો |
| ૨૭ | વક્રોક્તિ | મુખવચન | | કૃતઘ્ની | વિઘ્નસંતોષિ |
| ૨૮ | નિષ્ઠુરતા | નાશકારકબુદ્ધિ | | દુરાગ્રહી | કદાગ્રહી=હઠીલાઇ |
| ૨૯ | બંદગી | સેવા | | પામરતા | દરિદ્રીપણું |
| | ઝનુન | ઝાંઝ=કોપ | | ગવાહી | સાહેદ |
| | નેતા | નાયક=વડેરા | ૩૯ | ઉપેક્ષા | અવગણના=અપમાન |
| | ઓઘદૃષ્ટિપરંપરા | દેખાદેખી અનુક્રમે | ૩૯ | જેમ | પેઠે-માફક-જેવું |
| ૩૧ | આશાવાદી | આશાવાન | ૪૦ | ગોષ્ઠિઓ | વાર્તાલાપ |
| | આયતો | પુર્વાપર સંબંધો | | સ્ખલના | અંતરાય-નડતર |
| | અધ્યાહાર | અંતરગત યા ગર્ભિત | | ક્ષોભ | આકુળતા-સંતાપ |
| | આક્ષેપ | બહાનુ-બદલાય | ૧૪ | જારી વિજારી | ઘડભાગ |
| ૩૨ | વિક્રય | વેચાણ | | સંભાવના | સંભવ |
| | ઉપવિત | જનોઇ | | કઠોરપણુ | સતામણી-સખ્તાઈ |

| | | |
|---|---|---|
| ૪૧ | વિતંડાવાદ | નાહક ફજુલવાત |
| | વિસંવાદ | વાતમાં વધારો |
| | વાદવિવાદ | ચડસા ચડસી |
| | ધિઠ્ઠાઇ | ઢોંગાઇ=છળભેદ |
| | મુલતવી | બાકી રાખવું |
| | પ્રવાસ [સર | મુસાફરી=દેશાટન |
| | પ્રતિષ્ટિતપ્રોફે | પંકાતા અધિપતી |
| ૪૨ | પ્રાગભાર | અધિકભાર |
| ૪૩ | દ્રવીતઉદગારે | દયામણા ઉચ્ચારે |
| | પેલેપાર | મનુષ્ય વસ્તીના પ્રદેશ બહાર. |
| | વિભુજી | પ્રભુજી |
| | લયલીન | આસક્ત=તન્મય |
| | પિપાસા | તૃષ્ણા |
| | તાગડધીન્નત | મસ્તાની |
| | અસ્ત વ્યસ્ત | અપ્રમાણિક |
| | શયતાન | કાફર=કાબા |
| ૪૪ | પ્રનાલિકા | નળી |
| | હેવા | ટેવ |
| | તીલાંજલી | તલાક, ત્યાગ |
| | અભિગ્રહ | નિયમ=પ્રતિજ્ઞા |
| | આઘ્રાત | જાસ |
| | દ્વંદ | જોડકું |
| | મુગ્ધો | ભોળા |
| | સહિષ્ણુતા | સહન શિલતા |
| | તિવ્ર | તીક્ષણ=જલદ |
| | રિપુ | શત્રુ |
| | જાલીમપણું | ક્રૂરતા |

| | | |
|---|---|---|
| ૪૫ | આર્ત્ત | પીડીત |
| | રૌદ્ર | ખુનખાર |
| | અતિથિ | અભ્યાગત |
| | વસ્તુત | મુળ સ્થિતિ |
| | જ્ઞાત | જાણીતું |
| ૪૭ | આપખુદી | આપમત |
| ૫૦ | આલમ | દુનીયા |
| | આપ્ત | હિતકારી |
| ૫૨ | ચારિત્રની | સદાચારની |
| ૫૩ | ગીલેટ | ઢોળ=ઓપ |
| ૫૪ | વસુ | દ્રવ્ય=ધન |
| | પશુ | ઢોર=વાંકાજડ |
| | વિભૂતિઓ | સંપત્તિયો |
| ૫૫ | સુજ્ઞ | ડાહ્યા |
| | ભાજન | પાત્ર [લાયક |
| | ફામ | ધારણા |
| | ટાપટીપ | છુંછા—ચાપાચીપ |
| | સુશ્રુષા | આલપાલ—આસેવન |
| | સ્થિતિ | સ્થાઇ—સ્થીત |
| | અકૃત્રીમ | કુદરતી |
| | ન્યુનાધિક | ઓછું અધિક |
| | કૃત્રિમ | બનાવટી |
| ૫૬ | અધ્યાત્મ | આત્મ સ્વભાવી |
| | ડીગ્રી | ચાંદ [(માયારહિત) |
| | સ્વાધ્યાય | વાંચવું—ગોખવું |
| | નિવાજવું | પાવન થવું |
| | પોપટીયું | ઉપરચોટીયું—ચંચળ |
| ૫૭ | દીડમુઢ | મુઝાવું—દિશામુઢ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૭ | પરાડ-મુખ | અવળુમુખ-વિમુખ | ૬૦ | વ્યતીત | વિતી જવું, |
| | ઉર્મી, | ઉલ્લાસ-તીવ્ર પ્રેમ | ૬૧ | ક્ષણીકઆયુ | ચલિત અસ્થિર આયુષ્ય |
| | જનતા | માણસો | | | |
| | પરાત | પ્રાંતે-શીલીકે | | મધ્યસ્થ | તટસ્થ-ઉદાસીનતા-સમભાવ |
| | અકરામ | ઇનાયત-મફત દેવું | | | |
| ૫૮ | પૌદગલીક | ભૌતિક-સંસાર સંબંધી | ૬૧ | પૌરૂપીકતા | માણસાઇ |
| | | | ૬૯ | દ્રવ્ય | ગુણ, પરિણામ સહિત ભાવ સુચન પદાર્થ. |
| | જ્ઞાતાદ્રષ્ટા | જોઇ રહેવું જાણી લેવું | | | |
| | સામાન્ય | સર્વમાં મનાતું | ૭૦ | પ્રયોજન | મતલબ |
| | બખ્તાવર | પ્રૌઢ=ઉત્તમોત્તમ | ૭૨ | ભણકારા | પડછંદા |
| | વિપાક | તરેહવાર ભોગફળ | ૭૩ | સંયમી | પાંચે ઇન્દ્રિયોને જીતનાર |
| ૫૯ | પરિણતી | રીતભાત | | | |
| | ચૌભંગી | ચારભેદ | | પારાવાર | અપરંપાર |
| | પાપાનુબંધી | પાપથી લેપાયેલું | | પરમાર્હત | શ્રેષ્ઠ લાયક ધર્મી |
| | ભવાભિનંદી | ભવવૃદ્ધિ કરનારો આનંદ | | રાક્ષસીઅરિ | દૈત્ય જેવા શત્રુઓ |
| | | | | એકલડોકલ | એકલમતિ |
| ૬૦ | સંભાવિત સભ્યો | આબરૂદારો | ૭૪ | અપાય | આપદા-અનર્થ-(કારી) |
| | દર્શનાવરણ | સામાન્યબોધ (સમજ)ઉપર મેલો પડદો | | નિર્માયીક | માયા વિનાના |
| | | | ૭૬ | મૌનપણે | ઉદાસીનપણે-સ(મતાપણે-ચુપચુપ |
| | જ્ઞાનાવરણ | વિશેષ અવબોધ (જ્ઞાન)ને ઢાંકનાર પડદો | | તરૂવરો | વનસ્પતિ |
| | | | ૭૭ | કિંપાક | અશુભ કર્મફળ |
| | | | ૮૧ | વ્યપદેશ રહિત | ફેરફાર વગર |
| | ઉપશમ | શમીજવું | | | |
| | વમળો | ફુંદડીયો-ચક્રીયો | ૮૨ | ઉપહાસ | મશ્કરી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૪ | પોગ્રામ | નક્કી થયેલ ગોઠવણ | ૧૦૨ | ઉપયોગ | સાવધપણું |
| | | | ૧૦૩ | દુગંચ્છીનય | ગંધ(વાળા) |
| ૯૧ | વિત | ધન | ૧૦૪ | લ્હાણુ | લાહાવો |
| | અનુકંપા | દયા | ૧૦૮ | પીંડ | શરીર |
| | દાક્ષિણ્યતા | શરમ | ૧૦૮ | હૃષીકેશ | ઇંદ્રિયોને દમનાર |
| | સાહસ | પરાક્રમ | ૧૦૯ | માર્દવ | કોમળતા |
| | શ્લાઘા | પ્રસંસા | ૧૧૦ | અરિ+હંત | અરિહંત એટલે કર્મશત્રુને હણ- |
| | નિશ્રેય | કલ્યાણકારક | | | નાર તે |
| ૯૨ | વિપરીતતા | ગેરવ્યાજબી–ઉલટું | | | |
| ૯૩ | પડહ | વિજયડંકા | | સિદ્ધપરમાત્મા | જે કર્મમલનો |
| ૯૪ | બહાલી | રોજેરોજનું | | | ક્ષય કરી સિદ્ધ |
| ૯૫ | સંકલ્પ | સુવિચારો | | | થયા છે તે |
| ૯૬ | નં ૧૨ ની ભાવના | ધર્મકથકાઈ દુર્લ- (ભતા | ૧૧૨ | અક્ષર દો | સિદ્ધ (પ્રભુ) સોડહ |
| ૯૭ | ભાવિમાં | ભવિષ્યમા | ૧૧૧ | ઇર્યાવહી દંડક | માર્ગમાં જતાં આવતાં ચાલતાં જીવોની– |
| ૯૮ | સાગાઇ | ખાસખરા | | | વિરાધના. |



# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૫ | સાંસારિક | સંસારિક |
| ૪ | ૧૭ | શને | અને |
| ૭ કવિતા | ૪ | તેનો | તેને |
| ૯ | ૮ | શ્ર | શ્રે |
| ૯ | ૧૯ | ० | દોડ કરતા ઘોડા |
| ૧૦ | ૧૯ | રહ | રહી |
| ૧૧ | ૪ | અમોધ | અમોઘ |
| ૧૩ | ૧૧ | | |
| ૧૬ | ૧૮ | બમ્ચાં | બચ્ચાં |
| ૨૦ | ૧૪ | મનુષ્યની | મનુષ્યના |
| ૨૮ | ૧૧ | ત | તે |
| ૩૩ | ૧૦ | વાલી | વ્હાલી |
| ૩૪ | ૨ | સાધનારા | સાધનારા, |
| | ૧૦ | મુખત્યારી | મુખત્યારીથી |
| ૩૫ | ૧૨ | મહાજનો | મહાજનો, |

| | | | |
|---|---|---|---|
| ૩૬ | ૪ | કરવાસ્ની | કરવાની |
| ૪૩ | ૪ | પર્યત | પર્યંત |
| | ૧૯ | વ્યાજબી છે | વ્યાજબી છે, |
| ૪૪ | ૧૪ | દંદો | દંદો |
| ૫૯ | ૧૧ | સદગુરૂ | સદગુરૂજન |
| ૬૦ | ૧૩ | મીટીંગો | મીટીંગો |
| ૭૬ | ૧૩ | માન | મૌન |
| ૮૦ | ૮ | ગારવ | ગૌરવ |
| ૮૨ | ૧૩ | આંતમ | અંતિમ |
| ૮૪ | ૮ | સ્થાનથાં | સ્થાનમાં |
| | ૧૫ | સાવધતા | અસાવધતા |
| ૮૫ | ૫ | ૦ | રહ્યું તે છેલ્લી પથારીએ. |
| ૯૧ | ૧૫ | વર્ણવ્યા | વર્ણવ્યાં |
| | ૧૯ | શ્રેયાસ | શ્રેયાંસ |
| | ૨૦ | ગણે | પણે |
| ૯૨ | ૨૦ | પડેલે | પડેલો |
| ૯૪ | ૩ | બાહ્યથી | બાહ્યથી— |
| ૯૫ | ૨૨ | તપકર્મોને | તપ કર્મોને |
| ૯૯ | ૧૬ | ત | તે |
| | | શાંત | શાંતિ |

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | ૭ | ૦ | પુરૂષોએ બતાવેલા |
| ૧૦૧ | ૧૧ | થોડી | થોડી, |
| | | અનુભવ | અનુભવી |
| | ૧૩ | કારણ | કારણની |
| ૧૦૨ | ૧૪ | (સારૂ | × |
| ૧૦૮ | ૫ | પશમ | પ્રશમ |
| ૧૦૯ | ૧ | ધૈર્ય | ધૈર્ય |
| | ૫ | માને | મને |
| ૧૧૨ | ૧૦ | હ | હૈં |



# જાહેર ખબર.

અમારી પાસેથી નીચેના ગુજરાતી પુસ્તકો મળશે.

પંચ પ્રતિક્રમણ (નવ સ્મરણ તથા જીવ વિચારાદિ ચાર પ્રકરણોના અર્થ સાથે.) જેની નવ આવૃતિઓ ખપી જવાથી હાલમાંજ દશમી આવૃતિ બહાર પાડવામાં આવી છે. કીં. ૧–૮ ૦

| | |
|---|---|
| દેવસીરાઇ પ્રતિક્રિમણ અર્થ સાથે. પાકુ પુંઠું | ૦–૮–૦ |
| જીવ વિચારાદિ ચાર પ્રકરણ " | ૦–૬–૦ |
| સામાયક સૂત્ર અર્થ સાથે | ૦–૧–૦ |
| સ્તોત્ર સંગ્રહ જૈનવાર્ષીક પર્વનું પુસ્તક. | ૨–૦–૦ |
| દેવસીરાઇ શાસ્ત્રી મૂલ મોટા અક્ષર કીં. | ૦–૫–૦ |
| " ગુજરાતી મૂલ કીં. | ૦–૪–૦ |
| રત્નાકર પચ્ચીસી | ૦–૨–૦ |
| દીવાલી કલ્પ ભાષાંતર | ૦–૬– |
| આગમના છુટા બોલ | ૦–૪– |
| નવસ્મરણ સ્તોત્રો સહિત પાકીટ સાઇઝ | ૦–૫– |

તે સિવાય સઘળી જાતના જૈનધર્મના પુસ્તકો તથ ભીમશી માણેક વીગેરેના પુસ્તકો પણ અમારી પાસેથી મલશે

☞ મળવાનું ઠેકાણું:—

માસ્તર ઉમેદચંદ રાયચંદ.

પાંજરાપોળ—અમદાવાદ.